# પ્રતિભાનો સ્વયંવર

અથવા

## કલાનો નાદ

એકાંકી નાટક



લેખક—

કાલિદાસ ના. કવિ

બી. એ.

ધરમપુર

જી. સુરત.







૦—૧૦—૦

# સંદેશ

એક વાર સુવિખ્યાત સંગીતકાર પંડિત ઓમ્કારનાથે સુરતના નગીનચંદ હૉલમાં વ્યાખ્યાન આપતાં કહ્યું હતું:

…હું સંગીતના તાનમાં લીન થઇ બેઠો હોઉં, સ્વરબ્રહ્મની ધૂનમાં મારી આંખો મીંચાઈ ગઇ હોય, ત્યાં મારી પત્ની દૂધનો પ્યાલો લઇને આવે, મારી સામે મૂકીને જાય. થોડી વારે જૂએ કે મેં દૂધ પીધું નથી. હું તો સૂરોમાં જ લીન રહ્યો છું. દૂધ ઠંડું પડી ગયું છે. એટલે તે પાછી આવે. મને ઠપકો આપી દૂધ પાછું ગરમ કરવા લઇ જાય. ગરમ કરી લાવી ફરી મૂકી જાય–તે પી લેવા મને કહેતી જાય; પણ મારૂં મન સૂરોની ઝમાવટમાંથી પાછું ફરે ત્યારે ને?

અરેરે, મેં સંગીતને ખાતર મારી પત્નીની ભારે ઉપેક્ષા કરી છે. મારાં એ પાપે જ એ મને છોડીને ચાલી ગઇ…

વાંચકો જાણતા જ હશે કે પંડિતજી સંગીતને

ખાતર અમેરિકા ગયા હતા ત્યારે અહીં એમની પત્નીનો દેહાંત થયો હતો !

× × × ×

સાચા કલાકારનો એ આત્મા છે. એ જ્યારે કલા-સેવા કરતો હોય ત્યારે આખા જગતના અસ્તિત્વને ભૂલી જાય છે. એ જ્યારે કલાપૂજામાં લીન થઈને બેઠો હોય ત્યારે પડોશમાં લાગેલી આગ પણ એને ક્ષુબ્ધ કરી શકતી નથી !

આ નાનકડા નાટકનો એ **સંદેશ** છેઃ જે કોઈ સાચો કલાકાર છે તે કદિ કીર્તિની અપેક્ષા રાખતો નથી. **કર્મણ્યેવાધિકારः** સમજીને તે પોતાનું કાર્ય ચલાવ્યો જાય છે. જે કીર્તિભૂખ્યા કલાકારો છે તેને કદિ પ્રતિભા વરતી નથી અને તેમની કદિ પ્રગતિ પણ થતી નથી.

ભાઈ શ્રી કાલિદાસ કવિએ આ Alligory ને સુંદર સ્વરૂપમાં યોજી તેને યોગ્ય શબ્દસ્વાંગ આપ્યો છે. ગુજરાતી વાચક જગતને તે ગમશે જ એવી આશા છે. વળી કલાકાર જગત પણ એમાંથી યોગ્ય બોધપાઠ ગ્રહણ કરશે તો આ પ્રકાશન પાછળ લીધેલો શ્રમ સાર્થક થયેલો ગણીશું.

**ઇશ્વરલાલ વીમાવાળા**



# અર્પણપત્રિકા

શ્રીમંત નેક નામદાર સિસોદિયાકુલભૂષણ સૂર્યવંશી ધર્મ-રક્ષક શ્રીમંત હિઝ હાઇનેસ શ્રી વિજયદેવજી મહારાણા સાહેબ.

રાજસ્થાન **ધરમપુર**

આપ નામદારના સંગીત સાહિત્ય અને લલિત કલા પ્રત્યેના અનુરાગ, અભિરુચિ અને આરાધના જાહેર જનતાથી અણજાણ રહ્યાં નથી. આપનો સંગીતશોખ 'સંગીત ભાવ'ના મહા પુસ્તકમાં પરિણમ્યો; સમસ્ત મુંબઈ ઇલાકામાં સંગીતનો યોગ્ય પ્રચાર થાય એ માટે મુંબઇ વિદ્યાપીઠના અભ્યાસક્રમમાં સંગીતને સારૂં સ્થાન મળે તે માટે આપે પૂરતો પ્રયત્ન અને પરિશ્રમ પણ કર્યો છે. આપની સાહિત્ય પ્રત્યેની આ આસક્તિએ અનેક લેખકોને તેમની કૃતિઓ આપના ચરણોમાં અર્પણ કરવાને પ્રેર્યા છે. પ્રજામાં લલિત કલાનો શોખ વિકસાવવા આપે આદર્શ સંગ્રહસ્થાન સ્થાપ્યું છે; સંગીત અને સાહિત્યનો કલાયુક્ત સુંદર સુમેળ સાધવા આપે 'કલા સમાજ' પણ સ્થાપ્યો છે

આપ નામદારના આવા સદ્‌ગુણોથી આકર્ષાઇ 'શ્રી ધરમપુર કલા સમાજ'ના આશ્રય નીચે આપની પ્રેરણાને પરિબળે તૈયાર થયેલો અને ભજવાયેલો આ એકાંકી નાટક હું આપના ચરણોમાં જ સવિનય અર્પણ કરી કૃતકૃત્ય થાઉં છું.

તા. સે.

**કાલિદાસ ના. કવિ**



# નિવેદન

ચિત્રપટ અને બોલપટના આ ઉદયકાળમાં આપણી ગૂજરાતની રંગભૂમિ જનસમુહના બદલાતાં માનસ અને રુચિને અનુકૂળ પરિવર્તન કે પ્રગતિ સાધી શકી નથી એ સત્ય ઘટના આપણી રંગભૂમિના ઉપાસકો અને સંચાલકોએ સ્વીકારવી પડી છે. નાટ્ય પ્રયોગો પ્રત્યે પ્રજાના ઓસરતા જતા ઉત્સાહનાં અનેક કારણો પૈકી એક કારણ અમને એ પણ લાગે છે કે આ-પણાં નાટકો ચારથી પાંચ કલાક કે વધુ પણ ચાલે છે. જીવન વ્યવહારની અથડામણમાં પડેલા તનતોડ મહેનત કરનારાં માન-વીઓ આટલો બધો અવકાશ ભાગ્યેજ કાઢી શકે છે. તેથીજ આપણાં નાટકો બે થી ત્રણ કલાક ચાલે એવાં તૈયાર કરવાની અનિવાર્ય જરૂર સહેજે સ્વીકારવી રહી. પાંચ અંકો અને અનેક પ્રવેશોની જૂની પ્રથા છોડી એકાંકી નાટકોના પ્રયોગો શરૂ થયા છે. એવા પ્રયાસોમાં અમારો આ નમ્ર ઉમેરો છે.

આપણી રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો મોટે ભાગે સામાજીક કે ઐતિહાસિક હોય છે; આપણી જનતાને પણ એ

રુચે છે. કલાની દૃષ્ટિએ વૈચિત્ર્ય રજૂ કરવાના પ્રયત્નો ઓછા થાય છે કેમકે વ્યાપારી દૃષ્ટિએ એમાં લાભ નથી. આ નાનકડા એકાંકી નાટકમાં 'ઉત્તમકલા' અને આદર્શ, ચારિત્રશીલ અને નિર્વ્યસની 'કલાકાર'નો સુમેળ સધાય તો કલાની ઉત્તરોત્તર કિંમત, પ્રગતિ અને પ્રતિષ્ઠા વધે એવી ઝંખના અમે સેવી છે. આપણા પ્રખર કલાકારોની પ્રતિષ્ઠા અને કીર્તિ આગળ શિર ઝૂકાવીને પણ આપણે વારંવાર સ્વીકારવું પડે છે કે જેને આપણે 'પ્રતિભા' કહીએ છીએ તેનો અને 'કલા'નો સુયોગ જવલ્લેજ નજરે પડે છે. આવા ઉત્તમ 'સંવાદ'નો આદર્શ અમે અમારા વાચકોની કલ્પનાસૃષ્ટિ સમક્ષ રજૂ કરીએ છીએ.

'ધરમપૂર કલા સમાજ'ના મુરબ્બી શ્રીમંત હિઝ હાઇનેસ શ્રી વિજયદેવજી મહારાણા સાહેબની પ્રેરણાને બળે આ નાટક ટૂંક સમયમાં તૈયાર કરવો પડયો છે. એથી એમાં અનેક ત્રુટીઓ રહી હશે તે પ્રત્યે ઉદાસીનતા બતાવવા અમારી સૌને વિનતિ છે.

આ નાટક તૈયાર કરી રંગભૂમિ ઉપર ભજવવામાં અને ખાસ કરીને સંગીત વિભાગમાં મદદ કરનાર અમારા મિત્ર ડૉ. જયાનંદ ઇચ્છારામ જોશીનું ઋણ અમે સ્વીકારૂં છીએ. પ્રવેશ ૪ થામાં પ્રથમ ગાયન અને ૫ મામાં 'ચંદ્રમા'નું ગાયન—એ બે અન્ય કવિઓની કૃતિઓ છે. અપરિચિત નામ કે ઠામને અભાવે પરવાનગી ન લેવાઇ તે બદલ અમે તેમની ક્ષમા ઇચ્છીએ છીએ.

કેવળ 'મૌલિકતા'નો દાવો અમે કરતા નથી. ગૂજરાતના ઊગતા નાટયકારોની ભિન્ન ભિન્ન કૃતિઓના 'સંસ્કાર' અમે સ્વીકારીએ છીએ. સાહિત્યમાં 'અપહરણ' નહિ પણ 'સંસ્કારી'

'અનુકરણ'નો સિદ્ધાંત કેટલે અંશે ક્ષમ્ય ગણાય એ તો આપણા વિદ્વાન વિવેચકો જાણે. પાંચ અંકને બદલે પાંચ પ્રવેશની યોજના કરી સામાન્ય રીતે નૂતન નાટકોમાં જણાતી સંગીતની ઉણપ દૂર કરવા અમે બનતો પ્રયત્ન કર્યો છે. એમ છતાં કોઇ પણ પ્રકારની દેખીતી ખામી પ્રત્યે રસિક વાચકો ઉદારતા દાખવશે એવી આશા છે. છેવટે આ નાટક પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં ભાઇશ્રી ઇશ્વરલાલ વિમાવાળાએ જે આર્થિક ભોગ આપી પરિશ્રમ લીધો છે તે માટે તેમનો આભાર માનીએ છીએ.

ગણેશ ચતુર્થિ
ધરમપુર
તા.

કાલિદાસ ના. કવિ.



# અનુક્રમ

# પાત્ર પરિચય

## સ્ત્રી પાત્રો

**પ્રતિભા:**—બી. એ. સુરેન્દ્ર શેઠની લાડકી, કુમારી બહેન, સ્ત્રી સમાજની ઉદ્ધારક અને કલાપ્રિય યુવતિ.

**કવિ પત્ની:**—કવિની ઘરરખુ અને જૂના વિચારની પત્ની

**લક્ષ્મી:**—પ્રતિભાની અછકલી અને વાતોડિયણ દાસી

**નટીઓ ૨ :**—

## પુરૂષ પાત્રો

**સુરેન્દ્ર:**—એક ગર્ભશ્રીમંત, કલાપ્રિય શેઠ

**કવિ:**—સરસ્વતીનો ઉપાસક, અર્ધ ચક્રમ અને સ્વાર્થી કવિ, ભાંગનો વ્યસની

**તત્ત્વચિંતક:**—નિરાશાવાદી અને ધૂની કલામંદિરનો સભ્ય તમાકુનો વ્યસની

**સંગીતશાસ્ત્રી:**—અર્ધ ચક્રમ અને ધૂની સંગીતકાર, દારૂડિયો સભ્ય

**ચિત્રકાર:**—અર્ધ ચક્રમ ચિતારો, ગંજેરી સભ્ય

**શિલ્પશાસ્ત્રી:**—અસ્થિર અને ધૂની, અફીણી સભ્ય

આ ઉપરાંત સૂત્રધાર, જોગી, હારમોનિયમવાળો, તબલચી તથા નોકરો



# મંગળાચરણ

**પાત્રો:**—સૂત્રધાર, બે નટીઓ.

**સાધન:**—ફૂલના બે હાર, થોડાં છૂટાં ફૂલ.

(પડદો ઉપડતાં સૂત્રધાર વચમાં અને બંને નટીઓ આજૂ-બાજૂ ઉભેલાં હોય છે. નમન કરી ફૂલ વધાવી કોરાઓને હાર પહેરાવે છે.)

ગાઓ રિદ્ધ સિદ્ધ મંગલ દાતા—ગાઓ
વંદો સરસ્વતી માતા— ગાઓ
મૂષકવાહન શ્રી ગણ નાયક,
સિંદુરારિ વિભુ જગના ત્રાતા:—ગાઓ
વિઘ્ન વિનાશક, શ્રી વરદાયક,
પુણ્યશ્લોક જય બલયશદાતા—ગાઓ
ગાઓ રિદ્ધ સિદ્ધ મંગલ દાતા.



# પ્રવેશ ૧ લો.

**પાત્રો:**—કવિ અને કવિ પત્ની.

**સમય:**—રાત્રે બાર વાગે.

**સ્થળ:**—કવિનું ઘર.

(કવિ હજી બહારથી આવ્યા નથી. કવિ પત્ની પોતાનાં રોદણાં રડતી, ઝોકાં ખાતી કવિની રાહ જોઇ રહી છે.

સાદડી પર ઝોકાં ખાય છે. પાસે એક ઓશીકું, નાનું ઘડિયાળ અને પાણીનો લોટો પડ્યાં છે.)

### કવિ પત્ની

(સ્વગત) અરેરે! કવિરાજની રાહ જોતાં જોતાં તો રાતના પગ પણ લાંબા થવા લાગ્યા; આ—આંખોનું કાજળ પણ અદૃશ્ય થવા માંડ્યું; બગાસાનું આક્રમણ પણ પળે પળે વધવા માંડ્યું. પણ મારી માર્ગપ્રતીક્ષા પૂરી ન થઈ તે નજ થઇ.

આમ તે મારે કયાં સુધી સહન કરવું? વળી ઉંઘી જાઉં તો આ કડકડતી થંડીમાં બહાર આંટા મારી, કવિતા લલકારશે કે મને મારૂં નામ દઈ બૂમરાણ કરી જગાડવા એ પ્રયત્ન કરશે તો કાલે સવારે પાડોશીઓ મહેણાં દેશે કે મશ્કરીઓ કરશે !

ઘરમાં ખાવાને પૂરતું અનાજ નહિ, પહેરવાને પૂરતાં કપડાં નહિ. પૂરાં બે ચાર માટીનાં વાસણો છે તે પણ પખવાજ કે તબલાંના ઉપયોગમાં આવે એવાં. અને મારા કવિરાજ તો મોટા તિસ્માર ખાંના બેટા જેવા રાત દિવસ કાવ્યની ધૂનમાં ને ધૂનમાં જ ! કયાં ફરે ? શું કરે ? તેની કશી ખબર જ ન પડે ! રાતે પાછા આવે–તો–હાથમાં ફાટયા તૂટયા કાગળો સિવાય કશુંએ નહિ ! આમ તે સંસાર કયાં સુધી નિભાવાય ? પૈસાની વાત કરીએ ત્યાં કાવ્યદેવી, સરસ્વતીદેવી અને કલ્પનાની વાતો કરી મોં ભરી દે. બસ જાણે આ બધી દેવીઓ પેટનો ખાડો પૂરવા આવવાની હોયને ?

પણ–હજી એ કેમ આવ્યા નહિ ! કશે ભાંગબાંગ તો મળી નહિ હોય ? એમને ભાંગ મળી કે બસ થઇ રહ્યું -જાણે સ્વર્ગ મળ્યું ! પછી આગળ પાછળનું આકાશ–પાતાળનું કે દુનિયા કે સ્વર્ગનું–કશુંએ ભાન ન રહે ! ભાંગની ધૂનમાં લવારો લાખ્યે જ જાય ! હવે આજે તો છેક છેવટની ચીમકી આપી

જોઉં ! ઓ પ્રભુ, દુનિયામાં કોઇની પણ પત્ની બનાવજો, પણ કોઇ પણ સ્ત્રીને કરમે કવિઓનો સૌભાગ્ય ચાંદલો ના ચોંડશો—

(બહાર શાંત શેરીમાં હાંડિયો અવાજ કરી કવિને બૂમ મારે છે ?

'એ–ક વા–ગ્યો, એક વાગ્યો–કવિરાજ, જાગો છો કે !')

એક વાગ્યો; હાંડિયો પણ કવિના નામની માળા બે વખત ફેરવી ગયો–પણ મારા પ્રિયતમની પ્રતિમા પ્રાદુર્ભુત ન બની તે નજ બની–અરે ! અરે !

(કવિ પત્ની ગાય છે.)

મધરાતડી વીતી ગઇ, નભનેત્ર પણ નબળાં પડયાં,
ભયંકર ભૂત પ્રેતોનાં, ભયાનક ખેલ તો ચાલુ થયા;
ઘરડા ઘુવડના ઘોર શબ્દો, શાંતિમાં ધમધમી રહ્યા,
પણ પ્રિતમ મારા કવિ જનના, પગરખાં નવ સાંભળ્યાં !

હશે ! હું–હાય હાય કરીને શું કરવાની ! અમને પોતાને સમજ નહિ ત્યાં મારી ચિંતા ક્યાં સુધી ?

(કવિ પત્ની ગાય છે તે દરમિયાન કવિ બારણે કાન રાખી સાંભળે છે–અને પછી બારણું ઠોકે છે.)

## કવિ પત્ની

આખરે પ્રભુએ મારી અરજ સાંભળી ખરી !

(કવિ પત્ની બારણું ખોલે છે. ઝૂજતે ઝૂજતે કવિ પ્રવેશે છે. અને કવિ પત્નીનું ગાયેલું ગાયન ગાય છે.)

આ તમારો દરરોજનો ફજેતો તે કેમ પાલવે? તમારે મન હિસાબ નહિ પણ અમારી તે આબરૂએ જાય અને આંખોએ રાહ જોતાં જોતાં ફૂટી જાય!

### કવિ

(સ્મિત કરીને) મોટા માણસની સ્ત્રી કહેવરાવવું એ એ કંઇ મશ્કરી છે? મારા જેવો પતિ મેળવી 'કવિ પત્ની'નો ઇલકાબ ધારણ કરી ફરવું અને આટલા વખતમાં આમ કંટાળી જવું કેમ પરવડે? શંકર ભગવાનને મેળવવા પાર્વતીએ ઘોર તપ કર્યું હતું તે યાદ છેને?

### કવિ પત્ની

બ–ળી તમારી મોટાઈ! એ મોટાઈ તે શી ઓઢવા કે પાથરવાને કામ આવે છે જે?

### કવિ

અને શંકરને પરણ્યા પછી પણ પાર્વતીને સ્મશાનમાં તો રહેવું જ પડ્યું; ભૂત, પ્રેત અને પિશાચોનો સહવાસ સેવવો પડ્યો. એ બધું શા માટે?

### કવિ પત્ની

તમે શંકર ભગવાન જેવા મોટા થવા માંગો છો તો પછી તેમના જેટલી શક્તિ કાં નથી રાખતા? પાર્વતીને કશી મણા હતી? આ તો, ઘરમાં દાળ હોય તો ચોખા નહિ અને લોટ હોય તો ઘી નહિ!

અને તમે તો રાત દિવસ તમારી ધૂનમાં ભટક્યા જ કરો. મારે તે તમારો સંસાર નિભાવવો જ શી રીતે?

### કવિ

અરે, ગાંડી! એ તો એમજ બને, એમજ બને! મોટાઓની મોટાઇ અલૌકિક હોય છે; અનેરી જ હોય છે! સામાન્ય જીવોની રિદ્ધિ સિદ્ધિ આપણે ભોગવીએ તો પછી આપણે મોટા શેના? મોટાઓને તેમની માની લીધેલી મોટાઇમાંથી કયું સુખ મળ્યું દીઠું છે? તેમની ધમપછાડ તો બીજાને આંજી નાંખી પોતાની પોકળ મોટાઇનું પ્રદર્શન કરવા માટે જ સર્જાઈ છે. તેમાં તેમને સુખ નથી; શાંતિ પણ નથી. ઉલટો હૈયા બળાપાનો પોટલો છે! કોઇએ કહ્યું કે અમુક બાબતમાં ખામી—એટલે થઈ રહ્યું! છાતી ચોળાતા જ બની જાય! આપણે એવી પરાવલંબી મોટાઈ નથી જોઇતી; સ્વાશ્રયમાંજ સુખ છે. જાતે રાંધવું, જાતે પાણી ભરવું, દળવું, ખાંડવું એમાં કેટલો સંતોષ? છે કોઇની પરવા? છે કોઇની સાડી બાર? તું—અને—હું! આપણે બે—સ્વાવલંબી અને સ્વાશ્રયી—

(કવિ જુસ્સામાં આવી ગાય છે)

દુઃખ નહિ સ્વપ્ને દીઠું, ને સુખ મહિં તું રેલતી,  
સ્વાશ્રય તણા આનંદ ગાને, અહર્નિશ તું મલકતી;

તું અને હું બે જણા, હરદમ કલામંદિરમાં.
સ્વાવલંબી બની બેઠાં, મારા કાવ્ય વિલાસમાં.

## કવિ પત્ની

(સ્હેજ ગુસ્સામાં) તમારી કાવ્ય કલ્પના મને બરફથી પણ વધુ થંડી બનાવી દે છે; તમારી સ્ફુરણા મારા શરીરમાં શિશિર ઋતુનું શીત ઉત્પન્ન કરે છે-અને તમારી કાવ્ય શક્તિ મારા દિલમાં દાવાનળ પ્રકટાવે છે. મારે નથી જોઇતી કવિતા, નથી જોઇતી કીર્તિ, કે નથી પરવડતી તમારી અહર્નિશની પ્રદક્ષિણા મને! મારે તો જોઇએ છે ફક્ત સુખી સંસાર! ઘરમાં જોઇતું સાધન ભરો, કંઇક કમાવાનો પ્રબંધ કરો તોજ હવે તો હું તમારી સાથે રહીશ. નહિ તો—

## કવિ

(ગુસ્સામાં આવી) શું! આર્ય રમણી **પતિ પરિત્યક્તા**, પરાવલંબી બનશે? ત્યારે તો આ અખિલ આર્યાવર્તનું ગૌરવ નષ્ટ બની સ્વર્ગમાં પણ નરક વસશે! આ તું કહે છે શું? મારા જેવા સાક્ષર શિરોમણિ કવિશ્વરની અર્ધાંગનાના મુખારવિંદમાંથી કેવાં મૌક્તિકો સરતાં હું જોઇ રહ્યો છું! હે સરસ્વતી દેવી! તારા ભક્તની ભીડે તું હંસવાહિની હંસારૂઢ બની નિમિષ માત્રમાં કેમ દૃષ્ટિગોચર થતી

નથી? હે-કાવ્ય દેવી—

(કવિ ગાય છે અને ગાતાં ગાતાં ચાળા કરે છે)

ગરુડે ચડી વહેલા આવજો-મારી વારે-
વહાલા ગરુડે ચડી વહેલા આવજો.

## કવિ પત્ની

કેમ! આજે કોઈ હરિનો લાલ મળ્યો લાગે છે! કેમ, ભાંગ કેટલી પીધી છે આજે? હવે સમજાયું કે કેમ મોડું થયું! જ્યાં મળી તાડી ત્યાં છોડી ગાડી! કેમ, ખરૂં કેની?

## કવિ

અફસોસ! મને સ્વર્ગીય પ્રેરણા આપનાર, મારી કલ્પના શક્તિને વિકસાવી ઉત્તેજીત કરનાર, મારી કાવ્યશક્તિને ગગનવિહારી બનાવનાર, મારી અધિષ્ઠાત્રી દેવી-મારી ભાંગને આમ વગોવતાં તને સહેજ પણ અરેરાટી થતી નથી? ક્યાં ભાંગ ને ક્યાં તું?—રૂપક માટે યોગ્ય શબ્દો ક્યાં શોધું? ભાંગની અવગણનામાં અને રાતની થંડીમાં મારી કાવ્યશક્તિ પણ થીજી જાય છે! પણ—

## કવિ પત્ની

મૂળમાં તો રડતાં ને વળી પિયરનાં મળ્યાં! તમારી ભાંગની ધૂનમાં તમને એમ ખબર રહી કે ઘરે

બધાં ભૂખ્યાં છે કે ધરાયાં? એમ ન ચાલે! તમારી ઘેલછા મૂકી હવે તો કંઇ કમાવાનો વિચાર કરો તો સારૂં!

### કવિ

એ તો એમજ બને! પૈસાના પરમ પૂજારીઓ કાવ્યદેવીની પ્રસાદી શી રીતે પચાવી શકે? લક્ષ્મી તો આજે છે ને કાલે નથી—આપણા હસ્તનો મેલ—લક્ષ્મી–દગાખોર લક્ષ્મી—વિનાશક લક્ષ્મી—દુઃખકર અને દુષ્કર લક્ષ્મીનો સહચાર તને કેમ પ્રિય છે? લક્ષ્મી અને સરસ્વતીએ કદિ સહકાર સેવ્યો છે? કાવ્ય-દેવીના ઉપાસકો લક્ષ્મીને ઠોકરે મારે છે! ત્યારે જ લક્ષ્મી પગ પકડતી પાછળ પાછળ દોડે છે. પણ—જો,–'લક્ષ્મી, લક્ષ્મી, પૈસો, પૈસો'ની તારી હરહંમેશની બાંગ હવે હું એકદમ મિટાવી દેવા માંગું છું! એક એવી યુક્તિ રચું–એક એવો બેત બનાવું—કે બસ પૈસો જ પૈસો. તને દોલતના ડુંગરમાં દાટી દઉં–તારા શરીર ઉપર એટલા સોના હિરાના દાગીના લાદી દઉં કે આગગાડીમાં મુસાફરી કરતાં તારું પણ લગેજ કરાવવું પડે! અને તને સાચવવાને સાચેસાચ પહેરેગિરો પણ રાખવા પડે! પછી તને સંતોષ થશે કે નહિ?

લક્ષ્મીની રેલમછેલમાં, અભ્યંગ સ્નાન કરાવું હું,
દુનિયાની ડાકણુ નજર તો, મીટ માંડશે તારા પરે.

કવિરાજની પત્ની બનાવી, દૂર કીર્તિ પ્રસારૂં હું,
તારી તમન્ના સેવતા, સહુ વિશ્વને વંદાવું હું.

એ તો એમજ બને ! જો, હાલમાં મેં એક નવીજ પ્રવૃતિ શરૂ કરી છે. આપણા શહેરમાં સ્ત્રીઓની એક મોટી સભા ભરાવી, યુગોના યુગોથી સ્ત્રીઓને થયેલા ઘોર અન્યાયનો પૂકાર જોરશોરથી ઉઠાવી-પ્રચાર કાર્ય શરૂ કરાવી પુરૂષોની વિરૂધ્ધ પ્રવૃત્તિ અને ઠરાવો કરાવવાનું બીડું મેં ઝડપ્યું છે. શહેરની ઘણી સ્ત્રીઓ સંમત થઈ છે. પ્રમુખસ્થાન અહિંના જ એક શ્રીમંત શેઠની બહેનને આપવાનું પણ નક્કી કરાવ્યું છે. અને-એ બધી ઘટનાનો સૂત્રધાર—આ તારો પતિ-તારો પરમેશ્વર—તારો દેવાધિદેવ-કવિ કહે, કે કવિરાજ કહે-તે છે. પ્રમુખ હાથમાં આવે તો પછી બસ-બેડો પાર-લક્ષ્મીની રેલમછેલ-આ તારા ચરણારવિંદમાં-બસ-લક્ષ્મીનો સમુદ્ર બનાવી તને તેમાં ડૂબકાં ખવરાવી દઉં.

## કવિ પત્ની

સ્ત્રીઓની સભા વળી શા માટે ? એવી કયી નવરી સ્રીઓ આ તૂત લઈ બેઠી છે ?

## કવિ

પુરૂષોએ સ્ત્રીઓને વિશ્વના સર્જન કાળથી જ અન્યાયોની પરંપરામાં પરોવી છે. દરેક કામમાં

પોતાનો જ હાથ ઉપર. નોકરી, ધંધો કે વેપાર વણજમાં તો પોતે—લડાઇ લડવામાં તો પોતે—રાજ્ય ચલાવવામાં પણ પોતે—કાયદા ઘડવામાં પણ પોતેજ—આમ પ્રત્યેક પ્રસંગમાં એકપક્ષી જ વર્તાવ કરી પુરૂષોએ પોતાને અનુકૂળ વાતાવરણ બનાવી, સ્ત્રીઓને દબાવેલી રાખી તેમને ભયંકર અન્યાય કર્યો છે. તેમણે બિચારીઓએ તો દળવું, ખાંડવું, રાંધવું, પાણી ભરવું—અને પુરૂષના આનંદના રમકડાં બની તેમની તમામ વૃત્તિઓને પોષવી; ઘરમાં સવારથી સાંજ સુધી પૂરાઇ રહેવું—અને વેતરૂં કરવું! એ સિવાય બીજું કશું કામ પુરૂષોએ તેમને સોંપ્યું છે?

### કવિ પત્ની

આ શું કહો છો? અમે સ્ત્રીઓએ જાતે જ દાસીનું સ્થાન પસંદ કર્યું છે! અમે તો પુરૂષોની હૃદય સ્વામિની, આનંદદાયિની અને સંસાર સફલકારિણી કહેવાઇએ! આજકાલની ભણેલીગણેલી, દોર દમામવાળી કેટલીક સ્ત્રીઓ સમાન હક્કનું તૂત કાઢે છે. પણ તેમને ખબર નથી કે અમને તો પુરૂષો કરતાં પહેલેથી જ વધારે અધિકારો મળેલા છે!

### કવિ

કેવી રીતે?

### કવિ પત્ની

કેમ! રસોઈ કરવી, ઘરને સુઘડ, સ્વચ્છ અને

સંસ્કારી બનાવવું એ બધો કોનો અધિકાર છે? અમારી કરાંગુલિ માત્ર ભોજનને અમૃત બનાવવાની શક્તિ ધરાવે છે.

## કવિ

વિધિના વિધાનની તને કેમ ખબર પડે?

## કવિ પત્ની

હું બધુંય જાણું છું; જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ. વિધિએ પુરૂષોના પક્ષપાતના બદલામાં અમને વધારે સૌંદર્ય અને કોમળતા આપી છે. અમને કંઈ તમારી માફક દાઢી મૂછથી કાબરચિતરાં અને કદરૂપાં બનાવ્યાં નથી!—અમને જો દાઢીમૂછ હોત તો દુનિયામાં અમારે ખાતર આટઆટલું લોહી રેડાયું હોત? લાખોના જીવ ગયા હોત? પણ હવે તો પુરૂષો પણ પ્રભુની ભૂલ સુધારવા દાઢી મૂછોનાં વળામણાં કરી રહ્યાં છે!

## કવિ

એ તો એમજ બને! ગાંડી; રે ગાંડી! તને ખબર છે કે રવિ ક્યાં નથી પહોંચી શકતો? તને ખબર નહિ પડે! સૂર્ય અંધારામાં પ્રવેશી શકતો નથી! ત્યારે શું હું અંધારામાં જઇ શકું છું એટલે જ હું સૂર્યથી સબળ ગણાયો? મારૂં આ કેવું ભયકર અપમાન! પણ હશે!—તું સ્ત્રીઓનું અપમાન કરી રહી છે તેનું તને ક્યાં ભાન છે? જે સ્ત્રીની સૌંદર્યની તેજશિખામાં

કરોડો પુરૂષો પતંગિયાંની માફક બળી મરે છે; જે સ્ત્રીઓની કૂખે અનેક અસામાન્ય ઉદ્ધારકો પાકે છે તે સ્ત્રીઓની અવદશા કાયમ રાખવામાં શું પુરૂષો સ્વાર્થી નથી વારૂ ?

## કવિ પત્ની

સમાન હક્કનો દાવો કરતાં સ્ત્રીઓ પસ્તાશે. જો પુરૂષો લાકડા કાપવાનું, સડકો સમારવાનું, જુદાપણાથી પૈસો પેદા કરવા અહીં તહીં દોડવાનું કામ અમને સોંપી પોતે ઘરના શીતળ છાયામાં સુખચેનથી બેસી રસોઇ, પાણી, સાફસુફી વગેરે કામકાજ લઇ, લે તો કહો અમારી કેવી ફજેતી થાય ? તો પછી અમારામાંની કેટલીક બેનોને ઉંચી એડીના બૂટ પહેરી નાકે ચશ્મા ચઢાવી ઉંટની માફક આંચકા ખાતાં ફરવાનું મળે પણ ખરૂં કે ? ના, ના, હું તો એવું પસંદ નહિજ કરૂં !

## કવિ

સ્ત્રીઓને પુરૂષોએ પુરાણા સમયથીજ પાંજરામાં પૂરી રાખી છે. મારે હવે અબળાઓને સબળા બનાવવી છે. અભિમાની અને કલહપ્રિય પુરુષજાતિ પાસેથી શાસનસૂત્ર ખૂંચવી લઇ સ્ત્રીઓના જ હાથમાં સમાજ અને રાજનું તંત્ર સોંપાવવું છે. તમામ સરકારી કે ખાનગી નોકરીઓ ફક્ત સ્ત્રીઓ જ કરે; કાઉન્સિલનું કામકાજ પણ સ્ત્રીઓ જ કરે; પટાવાળાનું, ટપાલ લાવવા લઈ

જવાનું કામ વગેરે, ટાઢ તડકામાં ધક્કા ખાવાનું કામ-કાજ પુરૂષોને જ સોંપવું. તેઓ એ કામ ન કરે તો સ્ત્રીઓ પાસે સખ્ત સજા કરાવવી. આમ થવાથી સમાજની પુનર્રચના થશે; સ્ત્રીઓને થયેલો અન્યાય મટશે; પુરૂષોને પોતાની ભૂલ સમજાશે અને આ તારા કવિની અને તારી મનની વાંછના પણ પરિપૂર્ણ થશે !

## કવિ પત્ની

પૈસા પેદા કરવા આમ સ્ત્રીઓને ભરમાવી, ભોળવી, ઉંધે માર્ગે ચઢાવી તમે સ્ત્રીત્વની ભાવનાનો ભૂકો કરો છો. હું એ શી રીતે સહન કરૂં? સ્ત્રીઓ તમારી સલાહે ચાલશે તો સ્પર્ધાને બદલે નિંદાની પ્રવૃત્તિ હાથ ધરશે; તેમના સ્વર્ગ સમા સંસારને નર્ક બનાવશે. આમ શ્રીમંત પ્રમુખનો શિકાર કરી મારે શ્રીમંત નથી બનવું !

## કવિ

ગાંડી ! રે ગાંડી ! એ તો એમજ બને ! આપણું એમાં શું જાય? તારે તો સભામાં જવું નથીને? તારે મારા માથાનો મોડ તો થવું નથીને? બસ. ત્યારે મને ફિકર નથી. હા ! તું એમાં સામેલ થાય તો મુશ્કેલી ! પણ તું તો સાક્ષાત્ સાધ્વી, દેવી, સાવિત્રીનો અવતાર છે ! મારે મન મારૂં સર્વસ્વ તું છે ! તો પછી તારી લક્ષ્મી લાલસા તૃપ્ત કરવા શું અશક્ત અને અસમર્થ નીવડશે? અરે આકાશ પાતાળ એક કરીશ, ચંદ્ર સૂર્યની

ગતિ ફેરવી નાંખીશ–ઊ–ફ–ફ–, શેષ નાગના શિશમાં મેખ મારીશ, ખુદ વિષ્ણુ ભગવાનની છાતીમાં લાંછન લગાવીશ, પણ તારી ઇચ્છા પૂર્ણ કરવા હું બધુંયે કરીશ! બસ, હવે તું એ વાત જવા દે!

શ્રીમંત શેઠ સુરેન્દ્રની બહેન પ્રતિભા પ્રમુખ થશે. સ્ત્રીઓનો ઉદ્ધાર કરે કે ન કરે–પણ આ કવિ તેનો સલાહકાર અને પ્રેરણા આપનાર મંત્રી બનશે. સુરેન્દ્રના કલામંદિરનો સંચાલક બનશે. અને–અને–પરિણામે, આ કાવ્યશક્તિના અખૂટ અને અનેરા પ્રભાવથી તારી આ લાકડાની પેટી, અરે તિજોરી પૈસાથી ભરી દેશે. બસ થયું ? ચાલ. હવે થોડી ભાંગ પી લઉં. તારી સાથે વાદવિવાદમાં, માથાકૂટ કે ડાચાકૂટમાં મારી દેવીનો પ્રભાવ ઓછો થઈ ગયો. આવ દેવી આવ! આ તારા અપ્રતિમ પ્રેમી, અનન્ય ભક્ત કવિના હૃદયમાં અમૃત રેડી સ્વર્ગનાં સોનેરી દ્વાર ખોલી દે.

( કવિ ભાંગ પીએ છે. પીતાં પીતાં ગાય છેઃ )

“મનમેલ મીટે, તનતેજ બઢે, દે રંગ ભંગકા લોટા,
સો રોગ ટલે, સો સોગ જલે, કરે બંગ અંગકો મોટાં:
જબ તાર ઝમે, આજાર રમે, નવ હાથ બડે, જી છોટા:
મન સાફ કરે, તન સાફ કરે, હો સાફ આદમી ખોટા—
મનમેલ મીટે—

લે કંદ દૂધમેં ઘોલા, તબ ભંગ બના અનમોલા;
કર પાર ભંગકા ગોલા, હર બાર બોલ બં ભોલા;

ઉઠ ભોર નહાકે ગંગ ચઢા લે ભંગ, નિરાલે ઢંગ
દીખા દે જંગ કુંડકા સોટા—
મનમેલ મીટે—

બસ એજ એજ !

**કવિપત્ની**

વાહ ! વાહ ! જૂઓ ! આ ભંગેરીના રંગઢંગ ! ઓ પ્રભુ ! આવો પતિ સાતે અવતાર આપજો ! (કવિને) ચાલો, હવે થયું ! કાલે સવારે વહેલા ઉઠી કલા મંદિરમાં જઈ કંઈ કામ શરૂ કરો. સમજ્યા ?

( બન્ને જાય છે. )



# પ્રવેશ ૨ જો.

**સ્થળ:—** કલા મંદિરમાં સુરેન્દ્રની બેઠકનો ઓરડો.

**સમય:—** સાંજનો.

**પાત્રો:—** સુરેન્દ્ર, પ્રતિભા.

**સુરેન્દ્ર**

( ગાતાં ગાતાં પ્રવેશે છે. )

કલા વિદ્યા લક્ષ્મી સહુ
ઝૂલણે જગત ઝૂલવી રહી (૨)
સંતાન તારા તોય જનની
ભેદમાં ભૂલવી રહી ઝુ
કોઇ પ્યારાં, કો **અકારાં !**
કોઇ સુખદુઃખ દ્વંદ્વમાં (૨)
અળખામણાં ભક્તો બિચારા
વિષય કેરા ફંદમાં

સર્વસ્વનું બલિદાન જનની
ચરણમાં હસતાં ધરે (૨)
જો દયામયી! બાલુડાં
પિયુષની આશા ધરે! – ધ્રુ

( સ્વગત )

અહાહા! કલા! કલા! કલાદેવી! તારી આરાધના કરતો કરતો હું સર્વસ્વનો ભોગ આપવાને તૈયાર છું. તારો ઉદ્ધાર કરવા હું સતત પરિશ્રમ વેઠું છું. છતાં તને તારા પોતાના ઉત્કર્ષની પરવા નથી! તારો હું પરમ ભક્ત! મારી લક્ષ્મીના પ્રભાવથી હું તને વિશ્વમાં સૌથી શ્રેષ્ઠ પદ અપાવવા પ્રયત્ન કરૂં છું. પણ તને તેની ક્યાં પડી છે? ખરેખર–

કલા તો ભોજ્ય મીઠી છે,
પણ કલા પરવા વિનાની છે;
કલાના ભક્ત સહુ કોઇ
વ્યસન કેરા અખાડા છે!

કલા! કલા! શું તારા બધા જ ભક્તો આવા હશે? કોઈ શરાબી તો કોઈ ભંગેરી! કોઈ ગંજેરી તો વળી કોઈ અફીણી. પ્રેમીની જેમ તું પણ શું પાગલ છે? પ્રેમ! આંધળો પ્રેમ પાત્ર તો જોતો જ નથી!–તું પણ તારા ભક્તોની પાત્ર કુપાત્રતા જોતી નથી. અને ગમે તેને ગમે ત્યાં વરમાળ આરોપી દે છે! કોઈ સંગીતકાર જબરો હોય તો તે શરાબીજ હોય! કોઇ મોટો કવિ હોય

તો તે ભંગેરીજ! હોય કોઈ અસામાન્ય શિલ્પી હોય તો તે તમાકુનોજ ગરાડી! આમ કેમ? શું અસલથી જ તેં આ નીતિ ધારણ કરી છે? શું તને નિર્વ્યસની અને નીતિજ્ઞ ભક્તો નથી મળતાં કે તારો પ્રેમકળશ તું આવા અર્ધ ચક્રમો અને દુર્ગુણીઓ ઉપરજ ઢોળે છે?

હું તારો ઉપાસક! તારો અનન્ય ભક્ત! તારા ઉદ્ધાર માટે કરોડો રૂપિયા ખર્ચવાને તૈયાર છું. તારે માટે મેં કલામંદિર રચ્યું! વ્યસનીઓના ટોળાંનો સહચાર સેવ્યો—પણ આખરે તું મને તારૂં કૃપાપાત્ર નથી બનાવતી તે નથી જ બનાવતી! કારણ શું? શું હું વ્યસની નથી એટલા માટે? અરે! અરે!

પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે,
ભોજ્યની પાસ આવે;
તે ભોક્તાનું જીગર કુમળું,
ભોજ્ય તે કેમ બાળે?

હશે! કલા પણ ગાંડી!—લક્ષ્મી પણ ગાંડી!—અને કીર્તિ પણ ગાંડીજ. આ ગાંડી ત્રિપુટીને મેળવવા માટે સત્ય, દયા કે અહિંસાના માર્ગ છોડે જ છૂટકો છે! પણ—તે મારાથી કેમ બને?

આ મારી બહેન પ્રતિભા! ભણી ગણી, બી. એ. પાસ થઈ પણ તેને પણ મારા કરતાં કલાની વધારે ઘેલછા લાગી છે. પ્રારબ્ધ માટે પરિશ્રમ કરવો નહિ, વ્યવસાયમાં ચિત્ત નહિ, પરણવાની પરવા નહિ! અને બસ

કલાના ઉદ્ધારનીજ વાતો અને તમન્ના! એણે તો કલાના ઉપાસકોને શુદ્ધ, પ્રેમી, નિર્વ્યસની અને આદર્શ ભક્તો બનાવી, પૂરાણા સમયથી કલાને કપાળે ચોંટેલું કલંક ધોઈ નાંખવાનું બીડું ઝડપ્યું છે! કલા મંદિરમાં મારા કરતાં એનો અગ્રગણ્ય ભાગ છે; પુરૂષોના પક્ષપાતની પરંપરા પ્રત્યે તેને સૃજનજૂની સૂગ છે; સ્ત્રીના સમાન હક્કની એને ધૂન છે. પણ સાથે સાથે કલાના વ્યસની ભક્તોનો પુનરૂદ્ધાર કરવાની હોંશ છે. લક્ષ્મીના ખોળામાં આળોટતી એ મારી બેનને પરણી જવાને હું સમજાવી સમજાવીને થાક્યો; પણ એ તો એકની બે નથી થતી. 'પરણું તો નિર્વ્યસની કલાકારને જ'–એ એનો સિદ્ધાંત છે. એજ એનો નિર્ણય. અને દુનિયામાં દુર્ગુણી કલાકારો સિવાય કલા કોને વરી છે? સનાતન સૂત્રને અવળું કરી નેવના પાણી મોભે ચઢાવવાની એની નેમ ક્યાં સુધી પાર પડે છે એ હવે જોવું રહ્યું! પણ, જૂઓ! કલાની ધૂનમાં જ તે ચાલી આવે છે!

**પ્રતિભા**

( ગાતી ગાતી પ્રવેશે છે. )

કલાની હું તો પૂજારણ બની–કલાની
કલા વિણ જીવન નીરસ,
ચંદ્ર વિના રજની–કલાની
કલા દેવી, જનની જગ વંદન,
કારણ જગ કલ્યાણ,

પાવન, તારણ, જગ ઉદ્ધારણ
વંદું કૃપાનિધાન–કલાની

(સ્વગત)

વિવિધ રંગી વીસમી સદીમાં,
અનેક વર્ણો આ આર્યાવર્તમાં,
સંસ્કાર ને સરસ્વતીનો સંવાદ સાધી,
કલાની કફની ધારી
ઘેલી હશે કો મુજ સરિખડી ?

દેવી સરસ્વતીનું કૃપાપાત્ર બન્યા પછી, ભગવતી લક્ષ્મી-દેવીનું સ્મિત અપનાવ્યા પછી, સંસારના અનેકવિધ એશ આરામોને તિલાંજલિ આપી કલાદેવીની ભક્ત બનવા હું તલસી રહી છું. પણ કલા! તારૂં નામ કલા! યુક્તિ! તું કેમ મારાથી રીસાઇ છે? કલા મંદિરની ભવ્ય અને આલિશાન ઇમારતમાં કલાની મૂર્તિ સ્થાપી, મારા ભાઈની લખલૂટ લક્ષ્મીનો વ્યય કરાવી હું કલાને દેવીઓમાં અગ્રગણ્ય બનાવવા અધીરી બની સતત પરિશ્રમ કરૂં છું. પણ તને નથી પરવા મારી, નથી લક્ષ્મીની કે નથી કીર્તિની! આવી ગાંડી, ઘેલી અને ઉંધી પૂતળીની દેવી કદિ કોઇએ જોઈ છે ખરી? ત્યાગે તેની આગે, ને માંગે તેથી ભાગે! ઓ કલા! તારૂં માનસ તે કેવું હશે?

દારૂમાં સદા અથાઈ રહેતા, ભાંગની ધૂનમાં ઘુમરી ખાતા કે ગાંજાની કળીની રતાશ આંખોમાં ધારણ કરી ફરતા વ્યસનીઓની પાછળ ઘેલી બનીને દોડતી દેવી, તને

પાત્રાપાત્રની કીંમત છે ખરી? અરે, આ કલાદેવીનો પ્રસાદ પામનારાઓ વ્યસની મટી સંસ્કારી બને તો વિશ્વમાં કેવું સરસ પરિવર્તન થાય? બસ, એજ મારૂં કર્તવ્ય, એજ મારો આદર્શ અને એજ મારો જીવનોદ્દેશ!

એ ધ્યેય ખાતર હું સમાજમાં સબડતી સ્ત્રીઓનો પક્ષ લઈ પુરુષો સામે બળવો કરવાનું પણ મોકુફ રાખું; પરણવાની ભાવના પણ મુલતવી રાખું! પણ કલાના જુગજુગના ઈતિહાસનું પરિવર્તન કરી કલા વિષેનો ખોટો ભ્રમ દૂર કરાવી, કલાને સર્વશ્રેષ્ઠ દેવી બનાવું ત્યારે જ હું જંપીશ!

(પ્રતિભા આમતેમ જૂએ છે. એટલે સુરેન્દ્ર આવી તેને સંબોધે છે.)

### સુરેન્દ્ર

કેમ! પ્રતિભા! શો વિચાર કરે છે, બહેન?

### પ્રતિભા

બીજો શો વિચાર, ભાઈ! કલા સિવાય મારા હૃદયમાં આ ક્ષણે અને આ સ્થળે બીજો કયો વિચાર સંભવી શકે વારૂ?

### સુરેન્દ્ર

પ્રતિભા! તું અશક્ય આદર્શો પાછળ ઘેલી બને છે! ઘેલી કલાદેવી આમ તારા પર સહેલાઈથી પ્રસન્ન નહિ થાય હોં. અસંખ્ય વર્ષોથી એક જ ચીલામાં ચાલતી

કલાદેવી તારા જેવી એક ક્ષુદ્ર છોકરીની આજીજી સ્વીકારી શું વર્ષોની ટેવ છોડી દેશે ? તારો આદર્શ અશક્ય છે! એ ઘેલછા પાછળ તું ઉંધે માર્ગે જતાં જીવન વેડફી નાંખશે તો પણ કલાને દયા નહિ આવે એ યાદ રાખજે.

## પ્રતિભા

મોટાભાઈ! મારા જીવનમાં બે મુખ્ય ધ્યેય છે. પ્રથમ, કલાદેવીને નિષ્કલંક બનાવી, નિર્વ્યસની અને સંસ્કારિતાનું બિરદ આપવાનું. બીજું, પુરુષોની સ્વાર્થાંધતાથી પરતંત્રતામાં પરિતાપ પામતા સ્ત્રીસમાજની મુક્તિ કરવાનું. આ બે પૈકી પ્રથમ ધ્યેયને પહોંચી વળવા હું બીજું ધ્યેય હાલ તુરત મોકુફ રાખું છું. સાચા ભક્તોની સેવા પ્રભુ શું નથી સ્વીકારતો ? ઇતિહાસ ગાથા સૂર્યની સાક્ષીએ સંભળાવે છે કે પ્રભુએ પ્રત્યેક નિખાલસ ભક્તને છેલ્લી ક્ષણે જરૂર મદદ કરી જ છે !—

અવસાન કાળે અજામિલે,
મતિ ધરી નારાયણે,
તો જીવનભરના વિરોધીને,
મળી મુક્તિ તત્ક્ષણે.
માર્કંડ મૃત્યુ સાધવા,
યમરાજ જ્યાં પળ પળ ગણે,
ત્યાં શંકરે પ્રકટી ચિરાયુ,
દઇ દીધું છેલ્લી ક્ષણે.

પ્રભુ મારી વાંછના પૂર્ણ કરશે જ એવો મને વિશ્વાસ છે.

## સુરેન્દ્ર

પ્રતિભા! પ્રતિભા! તને આ શી ઘેલછા લાગી છે? તારૂં ધાર્યું કદિ નહિ બને! શું સૂર્ય ચંદ્રની ગતિ કોઈ ખાળી શક્યું છે? નદીનાં નીર કોઈ પર્વતમાં વાળી શક્યું છે? પૃથ્વીને કોઈ સ્થિર બનાવી શક્યું છે? કે તું આવી ભ્રમણા સેવી રહી છે!

કલાદેવીના ઉપાસક તરીકે ભલે તું પ્રયત્નશીલ રહે! મારી અખૂટ લ મી તારો આ **કલાનો નાદ** પોષવા સદાય તારી સેવામાં રહેશે. પણ તારા અશક્ય આદર્શોને ખાતર તું તારા જીવનને વેડફી પરણવાનો વિચાર શા માટે તરછોડી કાઢે છે? તું પરણી જા, પ્રભુતામાં પગલાં માંડ અને તારૂં જીવન સફળ કર!

## પ્રતિભા

સુરેન્દ્રભાઈ! વળી પાછી એની એજ માથાકૂટ લાવ્યા? વર્ષોના વર્ષોથી સ્ત્રી સ્વાતંત્ર્યને કચરી, છિન્નભિન્ન બનાવી, સ્ત્રીના નામને નાહક વગોવી, સ્ત્રીની કચડાયલી મનોદશા ઉપર તાગડધિન્ના ઉડાવતા સ્વાર્થી પુરુષોને મારી સ્વતંત્રતા વેચી હું પરવશ બનું એ શું તમને ગમે છે? અધિકાર પ્રાપ્ત કર્યા પછી તે છોડવો કોઈને ગમ્યો છે? મિલ્કત પચાવી પાડ્યા પછી તે મિલ્કત કોઈએ સહે-

લાઈથી જતી કરી છે? અંગ્રેજો એકદમ હિંદુસ્તાન છોડી જવા તૈયાર છે? તો પછી પુરુષો આખરી લડત અને સામનો કર્યા વગર અન્યાય છોડે એ સંભવે જ કેમ? આવા પુરુષોના ઘરમાં ઘૂસ્યા પછી, તેમને પાલવે પડ્યા પછી, તેમને લગ્નનાં કૃત્રિમ બંધનોથી મારી સ્વતંત્રતા સદાને માટે વેચી દીધા પછી શું હું મારો આદર્શ સફળ કરી શકીશ? ના. ના. ભાઈ! તમે પણ આખરે તો પુરુષ જ છો ને!

## સુરેન્દ્ર

બહેન! એમ નથી. પુરુષોનું હૃદય તો સ્ત્રીઓ જ છે. ગમે તેવો ભયંકરમાં ભયંકર કે કડકમાં કડક મનુષ્ય પણ આખરે તો સ્ત્રી હૃદયની ઉષ્મા શોધે છે. તે વિના તેની આધિ, વ્યાધિ કે ઉપાધિ દૂર થતાં નથી. તેથી જ સ્ત્રીઓ ધારે તે પુરૂષો પાસે કરાવી શકે છે. પુરૂષોને સમજાવી યોગ્ય માર્ગદર્શનથી પરિવર્તનના પંથમાં તેમને પ્રયાણ કરાવવું એ સ્ત્રીઓનું જ કામ છે. દુશ્મનોનો સામનો કરી તેમને હરાવવામાં, તેમના શરીર ઉપર જબરજસ્તીનો કાબૂ તમે મેળવી શકો, પણ હૃદય પલટો તે કેમ થાય? હૃદયમાં પરિવર્તન લાવવું હોય તો પુરૂષોનો સહચાર અને સહકાર સાધી ધીમે ધીમે સત્ય અને અહિંસાનાં સનાતન સૂત્રોથી લડત ચલાવો. પરંતુ મહાત્મા ગાંધીજીના આ નૂતન યૂગમાં જૂની પદ્ધતિ અને પુરાણા તિરસ્કારને તું શા માટે સ્થાન આપે છે?

## પ્રતિભા

અરે ભાઈ! પુરૂષોનો સહકાર સાધ્યા પછીથી પણ હૃદયપલટો થશે જ એવી કોણ ખાત્રી આપી શકે છે?

(પ્રતિભા ગાય છે.)

હૃદયપલટો થશે નરનો, નજૂમી કોણ કહેશે એ?
હૃદયયોગી થયા પછીયે, અમારી સૂગ શીદ ફાડે?

પરાપૂર્વો તણા અધિકાર, ફગાવી કેમ દેવાશે?
સ્ત્રીને સ્વાતંત્ર્ય અક્ષીને, નરો પરતંત્ર કયમ થાશે?

પ્રથમ જંજીરમાં જકડી, ભમાવી ભોળી ભામાને,
પછીથી પગ નીચે છૂંદે! દગો શું એ ન કહેવાયે?

નહિ, નહિ, જૂની ઇતિહાસગાથા ઉકેલો; ખુદ દેવોનાં સ્વાર્થી પરાક્રમો તપાસો તોપણ સમજાશે કે પુરૂષો કદિ સ્વાર્થાંધ મટ્યા નથી! એક વખત દેવેન્દ્રને વાસના વળગી પડી; નીતિ કે અનીતિનાં સૂત્રો પોથીઓમાં સડવાને રહેવા દઈ, મહર્ષિ ગૌતમને છેતરી તેણે અહલ્યાને ફસાવી. સીતા જેવી પરમ પવિત્ર સતીને પણ ગર્ભવતી અવસ્થામાં શ્રી રામચંદ્રે અરણ્યમાં વનચરોને ખોળે મૂકી દીધી! પાંચાલી જેવી પવિત્ર સતીની લજ્જા લૂંટાતાં પતિદેવો કાષ્ટના પૂતળાં પેઠે જોઇ રહ્યા! આવા સ્વાર્થી અને સ્નેહદ્રોહી પુરૂષોની પત્ની બનવા કરતાં સ્ત્રીઓએ કુંવારા રહેવું એજ સારૂં છે.

સુરેન્દ્ર

પ્રતિભા ! એજ ઇંદ્રને પાપના પરિણામે વિસ્ફોટક થયો; દગાખોર ચંદ્ર કલંકિત બન્યો ! પણ અહલ્યા તો અમર બની. પાપનું પ્રાયશ્ચિત તો પ્રભુ પરાણે પણ કરાવે છે. રામચંદ્રને છેવટે સીતાને નમવું પડ્યું. પણ તું પુરુષોનો જ વાંક જૂએ છે તો શું સ્ત્રીઓ અપવાદ નથી વારૂ ? દેવોના ગુરુ બૃહસ્પતિ જેવા પરમ શ્રેષ્ઠ પુરૂષની પત્ની તારા વાસનાની ભૂખે વિહ્વળ બની ! ગુરૂદેવથી અસંતુષ્ટ બની ! ચંદ્રે પરોપકારી બની તારાને દાન દીધું ! પરિણામે તે આજે પણ હૃદયમાં કલંક ધારણ કરી ફરે છે. મહર્ષિ વિશ્વામિત્રના હજારો વર્ષોના તપ ઉપર મેનકાએ જોતજોતામાં પાણી ફેરવ્યું ! રૂષિને તપોભ્રષ્ટ કીધા ! અને આમ છતાં પરિણામ તો સારૂંજ આવ્યું !....મારૂં કહ્યું માની જા ! તને પસંદ પડે તે યોગ્ય સ્થળ અને સ્થાન પસંદ કરી તું લગ્નગ્રંથિથી જોડાઈ જા. એથી મારા હૃદયને કેટલો આનંદ થશે એ હું કેમ વર્ણવી શકું ? સનાતન નિયમને વશ કોણ નથી થયું, બહેન ?

પ્રતિભા

પાપના પરિણામે ઇન્દ્રને કોઢ નીકળ્યો, બ્રહ્માજી શાપિત થયા, વિષ્ણુ પથ્થર બન્યા અને ચંદ્રમા કલંકિત થયો. તો પણ સ્વાર્થી પુરૂષોએ કદિ પશ્ચાત્તાપ કર્યો છે વારૂ ? મુરબ્બી તરીકે દલીલોને ખાતર ભલે તમે શબ્દ-

ભંડાર ખાલી કરો. પણ તેથી કંઈ રૂઢિના ખપ્પરમાં હું મારૂં બલિદાન આપવાની નથી.

સુરેન્દ્ર

હું તને ક્યાં રૂઢિમાં પડવાનું કહું છું? તને યોગ્ય લાગે તે. તું પસંદ કરે તે. પછી ગમે તે જ્ઞાતિ કે ઘોળમાં લગ્ન કર. સુધારક લગ્ન સામે ય મને કશો વાંધો નથી. પણ....

પ્રતિભા

ભાઈ, આપના હૃદયને સાંત્વન આપવા જતાં મારી મહાન આશાઓની ઉંચી ઇમારતો જમીનદોસ્ત બને છે; સ્ત્રી સમાજના ઉદ્ધારની વાતો હવામાં ઉડી જાય છે; કલાને કલંકમુક્ત કરવાની મારી ઉમેદ ધૂમાડાના બાચકા જેવી થાય છે. શું મારા બે આદર્શો પૈકી એકેને હું સફળ કે સાર્થક ન જ કરી શકું ?

સુરેન્દ્ર

બધુંયે થશે, બહેન! તારા સંસારમાં તું સ્વર્ગ કેમ ન જૂએ! તું તારા આદર્શોને વધારે ઉત્સાહથી કેમ ન પહોંચી વળી શકે? જો તારા લગ્નથી તો એક કાંકરે બે પક્ષી મરશે. તારૂં જીવન સફળ થશે અને તારા આદર્શો પણ ફલિત થશે. માટે તું અચોક્કસ સ્થિતિમાં રહી, અશક્ય માર્ગે અશક્ય આદર્શો પાછળ ઘેલી બની જીવનને વેડફી ન માર. પ્રભુ તને મદદ કરશે બહેન!

## પ્રતિભા

મારા વડિલ બંધુ, હું આપની આજ્ઞા ઉલ્લંઘી શકતી નથી. આપના હૃદયમાં થતી વેદના અને ઘડમથલ હું સમજી શકું છું....પરંતુ મારૂં હૃદય પણ ચીરાય છે! જીવનના પ્રારંભ કાળથી જ ઉત્સાહ, ઉમળકા અને ખંત વડે ચણેલી મારા આદર્શોની, આશાની દિવાલો તૂટતી જણાય છે! એમ છતાં એક બાજૂ ભ્રાતૃપ્રેમ, મમતા, આગ્રહ અને સહૃદયતા, બીજી બાજૂએ આદર્શોની ભરતીને ઓસરાવી દે છે! ( થોડી વાર શાંત રહ્યા પછી ) ભલે, હું મારો નિશ્ચય ફેરવું છું; પણ તે માત્ર એક શરતે. હું પરણું-પરણું તો માત્ર કોઈ કલાકારને જ. જે કલાકાર કલાદેવીનો માનીતો અને લાડીલો ભક્ત હોય, નિર્વ્યસની, નીતિજ્ઞ અને નિરભિમાની હોય, જે કલાકાર મારા બીજા આદર્શને પણ આધારભૂત બને. પ્રથમ આદર્શ સફળ થતાં મારે બીજા માટે આપોઆપજ પ્રયત્નશીલ થવું પડશે. પણ-પણ-જો એવો કલાકાર ન મળે, મળવાનો સંભવ પણ ન દેખાય-તો હું મારા જીવનમાં મહાત્મા ગાંધીજીની જેમ હિમાલય જેવડી ભૂલ નહિ જ કરી શકું!

## સુરેન્દ્ર

ઠીક, ઠીક, આપણા કલા મંદિરમાં નજીકના જ ભવિષ્યમાં કલાકારોનો એકાદ મોટો સમારંભ યોજવાનો હું વિચાર રાખું છું. તેમાં તું ખાતરી અને પસંદગી કરી

હેજે. તારી ભૂલ નહિ જ થાય. કદિ થાય તો માનવી માત્ર ભૂલને પાત્ર છે એમ સમજવું. વળી કેટલીક ભૂલોએ તો ઘણી વખત ભવ્ય સૃષ્ટિઓ સરજી છે. એ સત્યની પ્રતીતિ તને ભવિષ્યમાં કેમ ન થાય બહેન?

(સુરેન્દ્ર જાય છે.)

(પ્રતિભા એકલી ગાયન ગાય છે.)

માનો કે ન માનો, હું દિવાની કલાની,
કલાદેવી અંક નિંદ મીઠી મજાની—માનો
સરસ્વતી લક્ષ્મીની લાડીલી તનયા,
સ્વપ્નસૃષ્ટિ રચતી પૂજારણ કલાની—માનો
આદર્શ ધારૂં હું, કલાને ઉદ્ધારૂં,
રિદ્ધિ ઓવારૂં, બતાવું રાહ ન્યારી
માનો કે ન માનો—

(પ્રતિભા પણ જાય છે.)



# પ્રવેશ ૩ જો

**સ્થળ:**—પ્રથમ રાજમાર્ગ ઉપર જોગી તથા સંગીતશાસ્ત્રી. પછીથી કલા મંદિરમાં મુલાકાતનો ઓરડો.

**સમય:**—સવારનો.

**પાત્રો:**—જોગી, સંગીતશાસ્ત્રી, સુરેન્દ્ર, કવિ, શિલ્પી અને તત્વચિંતક.

## જોગી

(હારમોનિયમ તબલાવાળાઓ સાથે હાથમાં કરતાલ સહિત ગાતો ગાતો પ્રવેશે છે.)

સંસાર સમજી લે શાણા મુસાફરખાનું ધ્રુવ૦
કોઇ કોઇ આવે, કોઇ કોઇને જવાનું શાણા મુસા૦
દૂર દેશ અરે પ્યારા તારો પરદેશી શાણા મુસા૦
કાલે તો સવારે ઉઠી તારે છે જવાનું શાણા મુસા૦
સગા ને સંબંધી તારા, પંખીનો મેળો શાણા મુસા૦
તારૂં જે માન્યું તે તો ન્યારૂં છે થવાનું શાણા મુસા૦

સંસારના આ ધામમાં વિશ્રામ છે ઘડી ચારનો,
ઉંચો ન આવે કામથી આરામ ના પળવારનો;
આળસ તજી સજી લે વિરક્તિ, તંત આ સંસારનો,
જાવું જરૂર પડશે ઉડી ડંકો થતાં દરબારનો:
સત્યની શિરોઇ નીતિ જળે ભરી રાખો શાણા મુસા૦
ભગવત ભજનનું ભાતું, ભીડ ભાંગવાનું શાણા મુસા૦

(જોગી ગાય છે તે દરમિયાન સંગીતશાસ્ત્રી ત્યાં આવી ચઢે છે અને થોડો વખત લીન થઇ પસાર કરે છે. પછી સુરેન્દ્ર શેઠનું આમંત્રણ યાદ આવતાં રજા લે છે.)

(બધા ચાલ્યા જાય છે. પછી સુરેન્દ્ર પ્રવેશે છે.)

## સુરેન્દ્ર

(સ્વગત) પ્રતિભાને પરાણે સમજાવી તો ખરી, પણ તેની શરતો આકરી છે! નિષ્કલંક કલાકારને જ પસંદ કરવાની તેની પ્રતિજ્ઞા કેવી રીતે સફળ થાય? સમસ્ત દુનિયાનો ડાયરો તપાસીએ તો પણ કલાના ભક્તો ભાગ્યે જ અણીશુદ્ધ નીકળશે! તો પછી કરવું શું? ઠીક, જોઇએ! આજે મળવા બોલાવેલા બધા કલાકારોને કસી જોઈ બને તેટલો પ્રતિબોધ કરી જોઉં! કલાકારોના ઘૂમરી ખાતાં મગજોની ધૂન ફરે અને ભેજાં ઠેકાણે આવે તો વળી કલાનોએ ઉદ્ધાર થાય અને મારો તથા પ્રતિભા બહેનનો આદર્શ પણ સફળ થાય! પણ એ ગાડું ઘરેડે કેમ ચડશે? એ સંઘ કાશીએ કેમ પહોંચશે? એ પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે. ઠીક, જોઉં તો ખરો! સ-

મય થઈ ગયો છે, પણ હજી એકે કલાકાર દેખાતો નથી.......વખતસર કામ કરવાનું કે મળવાનું કલાકારોને કેમ પરવડે ?....મોટા માણસો તો કંઈ નવું જ કરે અને બંધનોને સ્વીકારે પણ નહિ !

(સંગીતશાસ્ત્રી હાથમાં સિતાર અને થરમોસમાં શરાબ સાથે પ્રવેશે છે.)

## સંગીતશાસ્ત્રી

(સ્વગત) આ......આ......આ......

પ્રભુ બીન કૌન રખાવે લાજ......

તુમ બીન કૌન રખાવે લાજ......

(તાન પલટા સાથે ચાર પાંચ વાર ગાય છે.)

આ સંસારમાં સંગીતની કોને પડી છે? કલાદેવી જેવી ભવ્ય અને ભભકદાર અધિષ્ઠાત્રીને માટે કોણ પરિશ્રમ ઉઠાવે છે? સંગીત એટલે? આત્માનો આવિર્ભાવ! સંગીત એટલે? બ્રહ્મનો નાદ! સંગીત એટલે દુઃખીઓનો બેલી, દરદીઓની વિશ્રાન્તિ અને ભગ્ન હૃદયોનું આશ્વાસન! એમ છતાં અમારી સંગીતકારોની કેવી સ્થિતિ છે!

માન નહિ, સન્માન નહિ, નહિ પ્રીતકી રીત,
પૈસો નહિ, પ્રતિમા નહિ, જૂઓ ભાગ્યની રીત.

જો એમ ન હોય તો પૈસાના પૂજારી આવા સુરેન્દ્ર જેવા શેઠીઆને ત્યાં અમે પગ ઘસીએ પણ ખરા કે?

શું કરીએ ? પેટને ખાતર પ્રતિષ્ઠા કોણે બાજૂએ નથી મૂકી ? એ તો એમજ હોય ! ચાલો, મઝું તો ખરો ! કેમ બોલાવ્યો હશે ?

(સુરેન્દ્ર પાસે જાય છે.)

### સુરેન્દ્ર

પધારો, પધારો સંગીતશાસ્ત્રીજી, હું તો ક્યારનો આપની રાહ જોઇ રહ્યો છું. કેમ મોડું થયું ?

### સંગીતશાસ્ત્રી

(હસીને) એ તો એમજ હોય, ભાઈ, એમજ હોય !

(ગાય છે )

અમો સંગીતકારોના, બધાગે રાહ ન્યારા છે.
અમારી રાહ જોનારા, ખરે ખતા ખાનારા છે.
(બે ત્રણ પલટા સાથે ગાય છે.)

શેઠજી, એ તો એમજ હોય ! અમે સંગીતકારો કદિ નિયમોનું બંધન સ્વીકારતા નથી. અમને તો પ્રેરણા, સ્ફુરણા કે લગની લાગે તેજ પ્રમાણે વર્તીએ. આપને ત્યાં આવવાને હું જલદી નીકળ્યો તો હતો, પણ રસ્તામાં એક આંધળો જોગી ભજન લલકારતો મળી ગયો. કરતાલને હાથમાં નૃત્ય કરાવી તે જોગી રસમસ્તીની એવી તો જમાવટ કરતો હતો કે હું પણ મારી સતાર મેળવી ત્યાં જ બેસી ગયો ! એ તો એમજ હોય ! સંગીતદેવીની

આરાધના જ્યાં થતી હોય ત્યાંથી મારા જેવો તેનો ભક્ત છટકી શકે ખરો કે?

### સુરેન્દ્ર

પણ વખતસર ન આવવાથી તમારા ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જાય, તમારી દેવી તરફ બધાને તિરસ્કાર થાય અને તમને ભરણપોષણની પણ આપદા પડે તેનો ખ્યાલ તમે કરો છો કે?....જૂઓની, હું એક કલાકથી તમારી રાહ જોઈ રહ્યો છું!

### સંગીતશાસ્ત્રી

એ તો એમજ હોય! તમને અમારા સંગીતકારોના દિમાગની સમજ નહિ પડે! અમારી તો લહેર હોય તેમજ કરીએ! પૈસાની પરવા નહિ; પરવશતા પસંદ નહિ; નિયમોની જંજીર નહિ; દુનિયાની જંજાળ નહિ—બસ! એવા જીવનમાં જ સંગીતદેવીની આરાધના થઈ શકે છે! શું સંગીતની પ્રેરણા ઇલેકટ્રીકની માફક સ્વીચ દાબતાં જ ભેજામાં અજવાળું કરતી હશે? એ તો શેઠજી, એમજ હોય! પણ કહો જોઈએ, મને કેમ બોલાવ્યો? કંઈ બેઠક બેઠક રાખી છે કે શું?

### સુરેન્દ્ર

કલામંદિરના ચોગાનમાં, કલાદેવીના ખોળામાં સદાય બેઠક જ છે ને? તમે તો આપણા કલામંદિરના સ્તંભ છો! તમને વળી આવવાનું આમંત્રણ શું? તમારે તો

બસ અહીંજ પડ્યા પાથર્યા રહી, તમારી કલાને વધારવાનો જ પ્રયત્ન કર્યા કરવો જોઈએ !

### સંગીતશાસ્ત્રી

વાહ, વાહ ! પણ આજે જરા મગજમાં સ્ફૂર્તિ કેમ નથી લાગતી ? હશે. એ તો એમજ હોય ! લાવ જરા સંગીતદેવીને સુરાનું નૈવેદ ધરાવું !

(થરમોસમાંથી દારૂ કાઢી પીએ છે. સુરેન્દ્રને પણ ધરે છે.)

### સુરેન્દ્ર

અરે ! પણ ઉસ્તાદ ! તમે આ શું કરો છો ? તમે આ વસ્તુ વિના ન ચલાવી શકો ?

### સંગીતશાસ્ત્રી

એ તો એમજ હોય ! એ તો એમજ હોય ! સુરા વિના સંગીતની મજા ન આવે ! એના દૈવી પ્રસાદ વિના મગજના પડદા ન ખૂલે ! અરે, આંગળીઓ પણ ઠેકડા મારતી થઈ જાય અને જમાવટ સઘળી મરી જાય ! માટે એ તો એમજ હોય, શેઠજી !

### સુરેન્દ્ર

શું 'એ તો એમજ હોય ?' કપ્પાળ ? બીજા ધંધાદારીઓ નથી પીતા તો તેમનો ધંધો અટકી પડે છે, વારૂ ? તમે શરાબ છોડી દો તો તમારી કિંમત કેટલી બધી વધી જાય !

### સંગીતશાસ્ત્રી

(સસ્મિત) એ તો એમજ હોય !

(ગાય છે.)

દરદી કી ગત દરદી જાને,
ઓર ન જાને કો.
દુઃખીઆ કી ગત દુઃખીઆ જાને; ઓર.
રમઝટ કી ગત રસીઆં જાને, ઓર.
ઓર ન જાને કો ઓઓઓઓ !

( બે ત્રણ વાર તાન પલટા સાથે ગાય છે. )

### સુરેન્દ્ર

(નારાજ થઈને) ઠીક, બેસો. જૂઓ, પેલા કવિ આવે છે. પછી આપણે બધા વાતો કરીએ.

(સંગીતશાસ્ત્રી બેસે છે. તેની ધૂનમાં મશગુલ છે. કવિ પ્રવેશ છે.)

### કવિ

(સ્વગત)

'આડું જૂએ, પાછું જૂએ, સંકોરે સાળુની કોર,
મદે ભરેલી આંખલડીનો, ખૂબ કરે છે શોર બકોર.'

વાહ ! નાનાલાલ કવિ, વાહ ! શું સુંદર શબ્દ ચિત્ર દોર્યું છે ? કેવી મજેની ઝમક ! કેવું શબ્દ લાલિત્ય ! ખરેખર ! કવિ તો ઇશ્વરનો પનોતો પુત્ર જ છે ! કલાદેવીનો લાડકડો અને ભાગ્યદેવીનો અળખામણો !

પણ તેથી શું કાવ્યનો આનંદ કંઈ ઓછો થઈ જાય છે? અરે! પણ હું આવ્યો ક્યાં? શા માટે આવ્યો? આ તો કાવ્ય સાગરના આનંદ તરંગો ઉપર ચાલ્યું ધસમસતું મારૂં હોડલું! પણ ચાલો, મળું શેઠજીને.

### સુરેન્દ્ર

આવો, આવો, કવિરાજ! કેમ આટલા બધા મોડા પડ્યા? હું તો તમારી રાહ જોતો જોતો થાકી ગયો!

### કવિ

(હસતે) એ તો એમજ બને! શેઠજી! અમારા કવિઓનાં મગજ કલ્પનાસૃષ્ટિમાં જ વિહરતાં રહે છે. અમે તો પૃથ્વી ઉપર ઉભા ઉભા સ્વર્ગની ઇંદ્રસભામાં પણ જઈ આવીએ! પાતાળમા પેસી યમરાજની ખબર પણ લઈ આવીએ! સમુદ્રનું અફાટ જળ ઉલ્લંઘી સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના આરામની પરિગણના પણ કરી આવીએ! સ્થળ, સમય કે સ્થિતિનાં બંધનોને અમારી દેવી સ્વીકારતી જ નથી. માટે એ તો એમજ બને! સુરેન્દ્ર શેઠ!

### સુરેન્દ્ર

એ તો બધું ઠીક, પણ રસ્તે આવતાં કોઈ સોબતી તો મળ્યો નથીને?

### કવિ

એ તો એમજ બને! કવિઓને આવકાર આપવા

કોણ તૈયાર નહિ હોય? અમારી ફિકર તો માત્ર અ-મારી કાવ્ય દેવીને! રસ્તામાં પ્રયાણ આદરતાં મળ્યો એક હરિનો લાલ, કાવ્ય દેવીનો ભક્ત. એ દેવીના પુત્રોનો પરીક્ષક અને ઉપાસક. તેણે દીધું આમંત્રણ, ભાંગને ઇન્સા-ફ આપવાને! દેવીના પ્રસાદનો કદિ અસ્વીકાર કર્યો છે કોઇએ? સાંભળ્યો છે? ભાંગની મસ્તીમાં અને રગડમલ વાતાવરણમાં આપને વિશેનો ખ્યાલ ખસી ગયો. ને હું આવ્યો ત્યારે જોયું તો ઘડિયાળનું યંત્ર દગાખોર નીવડેલું! એ તો એમજ બને! શેઠ, બોલો, મને કેમ બોલાવ્યો?

સુરેન્દ્ર

'એ તો એમજ બને?' એ તો સમજ્યા. પણ, પણ હવે તમે ભાંગ પીવી મૂકી દો તો સારૂં. તમારી ખ્યાતિ વધશે. આવક પણ વધશે અને સૌ સારાં વાનાં થશે!

કવિ

અફીણ એદી બનાવે; દારૂ ગટરો સાથે ગેલ કરાવે; ગાંજો ઘૂમરી ખવરાવે. પણ ભાંગ તો ભેજાંના પડદા ખોલી સ્વર્ગની સૃષ્ટિનું ભાન કરાવે! એ તો એમજ બને! કાવ્ય દેવીની પ્રસાદી અમથી કેમ જતી કરાય વારૂ?

(ભાંગ કાઢી પીએ છે.)

સુરેન્દ્ર

(કચવાતે દિલે) જૂઓ, પેલા શિલ્પીજી આવે છે.

તમે બેસો, મારે તમારૂં કામ છે.

(કવિ બેસે છે. ભાંગ પીએ છે. સંગીતશાસ્ત્રી જોડે ચાળ કરે છે.)

(શિલ્પશાસ્ત્રી ઝૂંકતા ઝૂંકતા પ્રવેશે છે.

## શિલ્પી

(સ્વગત) ખરેખર મોડું થયું! પણ આજે અફીણ વિના બગાસાં આવતાં હતાં. શું કરૂં! પ્રભુએ કલા તે સુંદર બક્ષી છે પણ સતારો તેજ નથી....જોઉં તો ખરો શેઠ શું કામ સોંપે છે? એના બાપાજીનું બસ્ટ બનાવવાનું હશે. કંઈ કહેવાય નહિ!

## સુરેન્દ્ર

કેમ, શિલ્પશાસ્ત્રી! કંઇ બહારગામ ગયા હતા કે શું? હું તો ધારતો હતો કે તમે સૌથી વહેલા આવશો

## શિલ્પી

કંઈ કહેવાય નહિ! મોડું યે થાય અને વહેલું યે થાય! વળી અવાય કે ન પણ અવાય! બોલો, શેઠ મને કેમ બોલાવ્યો?

## સુરેન્દ્ર

આપણા કલા મંદિરમાં આપને માટે યોગ્ય સ્થાન નક્કી કર્યું છે. આપને યોગ્ય લાગે તે સ્થળે આપન

કલાનો પૂરો ઉપયોગ કરવાનો છે. પણ આજે કેમ તમે આમ ઝુંફતા હો એમ લાગે છે?

### શિલ્પી

કંઈ કહેવાય નહિ! ઝુંફીએ પણ ખરા અને ન પણ ઝુંફીએ! કલામંદિરનું સ્થળ અને સમય માફક આવે કે ન પણ આવે! અમે તો મનના મોજી–પ્રેરણા મળતાં પરોઢીયે કે મધરાતે પણ ઉઠીને કામે બેસી જઇએ! વળી બેસીએ કે ન પણ બેસીએ! માટે કંઈ કહેવાય નહિ! બોલો શેઠ, બીજું કંઇ કામ?

### સુરેન્દ્ર

'કંઈ કહેવાય નહિ?' એમ? કામ હોય પણ ખરૂં કે ન પણ હોય! બેસો, પેલા ચિત્રકાર મહાશય પધારે છે. પછી આપણે વાતો કરીએ.

(શિલ્પી ઝોકાં ખાતો બેસે છે. સંગીતશાસ્ત્રી અને કવિ તેની મજાક ઉડાવે છે.)

(ચિત્રકાર ચારે બાજૂ જોતો પ્રવેશે છે. એક હાથમાં ગાંજાની ચલમ છે.)

### ચિત્રકાર

(સ્વગત) કલામંદિરની ભવ્ય કલ્પનાનું તાદૃશ ચિત્ર તૈયાર કરતાં કેટકેટલા દિવસો ગયા! કેટલો પરિશ્રમ પડ્યા! કેટલાં સાધનોનો વપરાશ થયો! અરે! આ

ચલમે એ સમય દરમિયાન કેટલાએ તોલા ગાંજાનો ધૂમાડો કર્યો! પણ, હજી મને કશો લાભ તો મળ્યો જ નથી! એમ બને જ કેમ! શેઠ સુરેન્દ્ર જેવા દાનવીર અને કલારસિક શેઠના કિસ્સામાં બને જ કેમ? જોઈએ વારૂ, કેમ બોલાવ્યો છે?

(સુરેન્દ્ર પાસે જાય છે.)

## સુરેન્દ્ર

કેમ, ચિત્રકાર મહાશય, તમે પધાર્યા? બે કલાક મોડું કેમ થયું? કોઈ ચિત્ર તો અધૂરું રહ્યું નથીને?

## ચિત્રકાર

(હસીને) એમ બને જ કેમ! કલ્પનાના કંઈ કટકા હોતા નથી! એક જ કલ્પના, સુરેખ અને ભવ્ય કલ્પના એક જ સપાટે પીંછી ફલકની સપાટી પર તાદૃશ ચિતાર ખડો કરે છે! અમારી કલા અધૂરી નથી; પ્રેરણા વિહીન પણ નથી. અમારી કલ્પના કુંઠિત પણ નથી! ખોટ પડે તો માત્ર સાધનોની.

## સુરેન્દ્ર

(હસીને) એમ બને જ કેમ? તમારા જેવા ચિત્રકારને વળી ખોટ શેની? એક એક ચિત્ર તમારૂં દારિદ્ર ફેડવાને સમર્થ છે ત્યાં એમ બને જ કેમ? પણ તમારી આંખો બહુ લાલ દેખાય છે આજે?

### ચિત્રકાર

એમ બને જ કેમ? આંખો લાલ હોય જ કેમ? તમે જૂઓ છો કે એ તો મારા મગજમાં રમી રહેલી ભવ્ય કલ્પનાઓની સુરખી છે. એ કલ્પનાઓને પ્રેરણા આપનાર એ સુરખી આ મારી ચલમ દોસ્તની પ્રસાદી છે!

( ગાંજો પીએ છે અને એક ગાંજાનો શેર ગાય છે. )

"ચલમ! ચેત જા! જલતીકુ જલા દે, સોતીકુ ઉઠા દે;
અલ્લેક ગીરનારી દુલા! ભેજ ગાંજેકા પુલા."

### સુરેન્દ્ર

પણ તમારા જેવા મહાન ચિત્રકાર જો આ ચલમ છોડી દે તો ન ચાલે? તમે છો તેના કરતાં પણ વિશેષ આગળ ન વધી શકો?

### ચિત્રકાર

(હસીને) એમ બને જ કેમ? કલ્પનાને ઉ-તેજીત કરનાર સહચરીને છોડાય જ કેમ? કલ્પનાના ભવ્ય અને ભભકદાર પ્રદેશોમાં વિહરવા માટે, અલૌકિક દૃશ્યોની ઝાંખી કરવાને માટે, રંગોનું સુંદર, સુરેખ, સંમિશ્રણ ઉપજાવી કાઢવાને માટે આ મારી દિવ્ય સહચરી અવશ્ય જરૂરી છે. સાંભળો:

(ગાય છે.)

રામ બાણ વાગ્યા હોય તે જાણે,
બોલ્યા મૂરખ મનમાં શું માણે રે

સુરેન્દ્ર

એમ બને જ કેમ? ગાંજા વિના શું મગજની શક્તિ ચાલતી નથી? હુમ્બગ! પણ, ઠીક. જરા બેસો. પેલા સામેથી તત્વચિંતક આવે છે. પછી આપણે બધા સાથે મળી ચર્ચા કરીશું.

(ચિત્રકાર બધા બેઠેલા કલાકારોમાં સામેલ થઇ જાય છે. એક બીજાની ગમ્મત ઉડાવે છે.)

(તત્વચિંતક પુસ્તકમાં માથું ઘાલતાં પ્રવેશે છે. સાથે પાન, ચુનો, તમાકુ, તપકીરની દાબડી અને બીડી પણ છે.)

તત્વચિંતક

(ગાતાં ગાતાં પ્રવેશે છે.)

બ્રહ્મ સત્યં જગત્ મિથ્યા,
મિથ્યા માયા મમતા સદા;
અટવાયા માયાના ફંદમાં,
અજ્ઞાની વિશ્વથી છૂટયા કદા?

(બે વખત ગાય છે.)

(સ્વગત) અહાહા! આ ભવ્ય કલામંદિરની અમર મહેલાત અમરાપૂરીની શોભાને પણ ભૂલાવે છે! પણ શું શેઠ સુરેન્દ્ર એથી અમર બનશે? એમ બને જ નહિ! સોલંકી સિદ્ધરાજનું સહસ્ત્રલિંગ તળાવ આજે ક્યાં છે? શેષ નાગને માથે ખૂંટી લગાવવાનું અભિમાન સેવનાર ઘમંડી જયસિંહનું કીર્તિચિહ્ન ક્યાં ગયું? મૂછ ઉપર

લીંબુ ફેરવનાર મદાંધ રાવણ અને ચક્રવર્તી દુર્યોધનનું રાજ્ય ક્યાં ગયું ? ટકે જ નહિ ! એમ બને જ નહિ ! પ્રભુ અસત્યને ચિરંજીવ બનાવે જ નહિ ! બિચારા સુરેન્દ્ર શેઠ—માયાનો જીવડો ! મૃગજળની પાછળ ધમપછાડા કરી રહ્યો છે ! હશે ! ભાનભૂલ્યા માનવીઓ વિના વિશ્વ નભી પણ કેમ શકે ?—

(ગાય છે.)

મરણ ફરે છે મલપતું, પરઠે જ્યાં તું પાય,
તોય ન સમજે મૂરખો, જે જાયું તે જાય;
રાવણ સરખા રગડમલ, બળીઆ બળી સમ રાય,
કાળે તેને કૂટીઆ, જે જાયું તે જાય !

ગરીબ બિચારો ! લાવ, જોઉં તો ખરો કે કેમ બોલાવ્યો છે !

(સુરેન્દ્ર પાસે જાય છે.)

### સુરેન્દ્ર

પધારો, પધારો, તત્વચિંતકજી ! કેમ મોડા પધાર્યા ? શું કંઈ ખાસ તત્વની શોધમાં ગરકાવ થઈ ગયા હતા કે શું ?

### તત્વચિંતક

એમાં શું શક ? શેઠ, અમને તત્વ વગર કેમ ચાલે ? તત્વ તો સ્વયંસિદ્ધ અને સ્પષ્ટ છે. માયાનાં પડળોથી આવરણ પામેલા, મૃગજળની પાછળ ઘેલાં બનેલાં માન-

વીઓને માટે શોધખોળ કે જે કહો તે છે! હું તો મારા દિવ્ય ચક્ષુથી સત્યનું સ્વરૂપ નિરખી રહ્યો છું! પણ રાખો, જરા મને તમાકુ ખાઈ લેવા દો!

(તમાકુને ચુનો લગાવી ફાકે છે.)

સુરેન્દ્ર

(વિસ્મિત બની) અરર! તમે તમાકુ ખાઓ છો?

તત્વચિંતક

(હસીને) એમાં શું શક! હું તો માત્ર તમાકુ જ નહિ, પણ તમાકુની પ્રત્યેક વાનીનો ઉપભોગ કરૂં છું!

સુરેન્દ્ર

ત્યારે બીડી કે તપકીર પણ ખરી ને?

તત્વચિંતક

'સબ હી ભૂમિ ગોપાલકી, વામે અટક કહા?' તમાકુનો 'ડોઝ' મુખને ચઢાવ્યા પછી ચપટી તપકીરનો બિચારા નાકને આસ્વાદ આપવો ને બીડીના ધૂમાડાથી ગળાને સાફ કરવું, એ વગર ચાલે જ કેમ? મારે તો બધી ઇંદ્રિયો પ્રત્યે સમદૃષ્ટિ રાખવી જોઇએ. માયાનો પાઠ ભજવતાં વળી, આ તારૂં, આ મારૂં, આ સારૂં, આ નઠારૂં શું?

પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર
સમદૃષ્ટિને સર્વ સમાન.

એમાં શું શક ? હવે શેઠજી ! કહો, કેમ આમંત્રણ મોકલ્યું ?

### સુરેન્દ્ર

એમાં શું શક ? આમંત્રણની આપને જરૂર હોય જ નહિ ! આ કલામંદિર આપનું જ છે. પણ આ તમાકુના વ્યસનમાંથી આપ મુક્ત થાઓ તો કેવું સારૂં ? સોનામાં સુગંધ ભળે, ગુલાબમાંથી કાંટા ખરે, આંબાને પુષ્પ ઉગે અને આપની કીર્તિ બધે પ્રસરે.

### તત્વચિંતક

(ધૂનમાં)એમ બને જ નહિ ! મને તો તમાકુની તલપ છૂટે જ નહિ ! શંકર ભગવાન જેવા મહાન તત્વચિંતકની એ મહા પ્રસાદી ! એને બળે તો હું અનેક વિકટ ગૂંચો ઉકેલું છું ! સાક્ષાત્ સદાશિવના દર્શન કરી શકું છું ! એવા એ ઉત્તેજક તત્વની અવગણના હું કેમ કરી શકું ? અને શેઠજી, આપ પણ કેમ કરી શકો ? મારે તો સઘળે સમાન દૃષ્ટિ ! પારકુંએ નહિ ને પોતીકુંએ નહિ ! લ્યો શેઠ, તમે પણ લગાવો એક સડાકો ! (તપખીરની ડબ્બી તેમની આગળ ધરે છે.)

### સુરેન્દ્ર

(હસીને) માફ કરો ફીલ્સુફજી ! એમ નહિ બને ! દુનિયાનાં શ્રેષ્ઠ તત્વોની નામાવલિમાં તમાકુનો એકડો છે કે કેમ તે મારે જોવું પડશે. ઠીક ! ચાલો, તમે

બધા કલાકારો સાથે બેસો.

(બધા સાથે બેસી સુરેન્દ્ર તરફ જૂએ છે.)

### સુરેન્દ્ર

(બધાને સંબોધે છે.) ભાઈઓ, આજે મારે એક અગત્યની જાહેરાત કરવાની છે. કલામંદિરના બધા સભ્યોને લાભદાયક એ સમાચાર છે! મારી બહેન પ્રતિભાએ છેવટે પોતાનો નિર્ણય ફેરવ્યો છે! લગ્ન કરવાની તેણે પરાણે હા પાડી છે! આપણા કલામંદિરના સહાયક કલાકારો પૈકી જે કોઈ નિર્વ્યસની, સંસ્કારી અને સહૃદયી લાગશે તેની પસંદગી કરવાનો તે ઇરાદો રાખે છે. માટે આવતી કાલે રાત્રે સમારંભમાં બધા પધારશો, અને પોતપોતાનાં વ્યસનોને સદાસર્વદાને માટે તિલાંજલિ આપતા આવશો એમ હું આશા રાખું છું. (સહેજ જઇ પાછા ફરી) મારી તમામ મિલકત પ્રતિભાને જ જનાર છે એ ખસૂસ ધ્યાનમાં લેવાનું છે! સમજ્યા!

(સુરેન્દ્ર ચાલ્યો જાય છે.)

(બધા કલાકારો કેટલીક ક્ષણ સુધી એક બીજા સામું ટીકી ટીકીને જૂએ છે પછી બધા ઉભા થઇ ચર્ચા કરે છે.)

### સંગીતશાસ્ત્રી

(હસીને) એ તો એમ જ હોય! ભાઈ, એમ જ હોય! કલારસિક તો વળી કલાકારને જ પરણેને? એમાં નવાઈ શી વળી? હું તો કાલે આ થરમોસને ઘરની

ખીંટીને જ સુપરત કરીને આવીશ! પણ સુરા વિના સ્ફુરણા નહિ, હો! ઠીક, એક ગ્લાસ! ફક્ત એક જ ગ્લાસ! ફક્ત એક જ ગ્લાસ લઇ ઉપર પાશેર એલચી ચાવી જઇશ! જોઇએ, પછી કોણ ફાવે છે?

(બાજુએ ખસી જાય છે.)

કવિ

એમ જ બને! ભાઈ! એ તો એમ જ બને! રસિક સૌંદર્ય તો સૌંદર્યમાં જ ઢળે—

સૌંદર્યો વેડફી દેતાં, ના, ના, સુંદરતા મળે;
સૌંદર્ય પામતાં પહેલાં, સૌંદર્ય બનવું પડે."

પણ....કાલે ત્યારે, ભાંગવાણું શું કરીશું? ફક્ત પાશેર જ પાણી. વધુ નહિ. એક જ ફાકી, કે મગજમાં કાવ્યશક્તિ કૂદકા માર્યા જ કરે! બસ. એથી વધુ નહિ. પૈસા પણ મળે અને પ્રતિભાની સાથે પ્રભુતા પણ મળે. પછી આપણે શી પંચાત! પણ મારી પત્ની જાણશે તો? અરે! પણ તેની લક્ષ્મીલાલસા તૃપ્ત કરવાને તો હું પરણવાનો ભોગ આપવાને નીકળ્યો છું! એમાં પરમાર્થ સિવાય બીજું શું છે જે? 'પરોપકારાય સતાં વિભૂતય:' ઠીક, ઠીક, તેનો બિચારીનોય ભવ સુધરશે. બાકી મારે તો કાંઈ નહિ! એ તો એમ જ બને!

(બાજૂએ ખસી જાય છે.)

(એક બીજા સાથે મળી ત્રીજાની બનાવટ કરે છે.)

## શિલ્પી

કંઈ કહેવાય નહિ ! આજે છે તે કાલે નથી ! મોટા મોટા પત્થરોના પત્થરો પણ પરોઢિયું થતાં ક્યાં પૃથ્વીમાં અદૃશ્ય બની ગયા નથી ? આપણું વળે પણ ખરૂં, ને ન પણ વળે ? કંઇ કહેવાય નહિ ! શ્રીમંતોનાં લાડકાં ને અસ્થિર સંતાનોનો નિર્ણય પોરબંદરી પત્થરો જેવો પોચો હોય છે !....પણ કાલે અફીણવાળું કેમ ? બસ. કાલનો જ દિવસ. ફક્ત કાલનો જ દિવસ. માત્ર થોડો કસુંબો. બસ, મગજ મસ્તીમાં રહે એટલું. વધારે નહિ. પણ શું થશે ? કંઈ કહેવાય નહિ !

(બધા સાથે મળી ચિત્રકાર સામું જૂએ છે.)

## ચિત્રકાર

(હસીને) એમ બને જ કેમ ! પદ્મિની કે હસ્તિનીનાં માન મૂકાવે એવી, મેનકા કે ઉર્વશીનું અભિમાન ઓગાળી નાંખે એવી પ્રતિભા શું આ પાગલોને પાલવે પડશે ? નહિ. એમ બને જ નહિ !

સંસ્કારમૂર્તિ સરીખડી !
કંઠે જાણે કોયલડી !
મદે ભરી એ હંસલડી !
શું થાશે કો'ની ગાવલડી ?

(બધા ચિત્રકાર તરફ હસે છે.)

એમ બનેજ કેમ ! પણ આપણે આપણી ચલમ ચકોરનું કરશું શું ? ઠીક, એને પાઘડીના પેચમાં પધ-

રાવી દઈશ ! લાગ મળતાં વળી એક બે દમ મારી લઈશું. બસ બેજ દમ અને વળી પાછી હતી ત્યાંની ત્યાં ! પરમ દિવસની વાત પછી પરમેશ્વર જાણે ! આપણે શું ?

(બધા સાથે મળી તત્વચિંતક તરફ જોઇ હસે છે.)

## તત્વચિંતક

(આગળ આવી) એમ બને જ નહિ ! અશક્તોની શિક્ષા અને અર્થહીનનું દાન, બંનેની અંતે હાંસી તે હાંસી જ ! અસમાનતા વચ્ચે સંબંધ થાય નહિ, શોભે નહિ, અને થાય તો ટકે નહિ ! સૃષ્ટિના આ સનાતન તત્વની અવગણના કરનાર પેટ ભરીને ગોદા ખાય છે ! ઠીક, આપણે શું ? લાગ્યું તો તીર, નહિ તો તુક્કો ! ક્યાં ખીસામાંથી ભાર ઓછો થવાનો છે જે ?....પણ કાલે તમાકુનું ? કેમ કરશું ? મોં ગંધાશે ! નાક સળવળાટ કરશે, દાંત સાફ નહિ લાગે ! ત્યારે ? બસ, અત્યારે જ ડેન્ટિસ્ટને ત્યાં જઇ દાંત ક્ષીર સાગરનાં નીર જેવા સાફ કરાવું ! ઘરથી નીકળતાં પહેલાં જ ઉપરાઉપરી બધાના જ 'ડબલ ડોઝ' ચડાવી, મોં સાફ કરી નીકળું એટલે બે ચાર કલાક તો ચાલશે ! પછીની વાત પછી. જોઈ લેવાશે ! તત્વ કંઈ નષ્ટ થોડું જ થાય છે ! એ તો અજર, અમર અને ચિરંજીવ જ રહે ! તેમાં તત્વચિંતક બિચારો શું કરે ? પણ એમ બને જ નહિ !

(પડદો પડે છે. બધા જાય છે.)



# પ્રવેશ ૪ થો

(પ્રતિભાની દાસી લક્ષ્મી પોતાની શેઠાણીની સાથે કલા-મંદિરમાં જવા માટે ઉતાવળી ઉતાવળી રાજમાર્ગે થઇ જાય છે. રસ્તામાં કવિ તથા તત્વચિંતકનો ભેટો થાય છે.)

## લક્ષ્મી

(ગાતી ગાતી અને અભિનય કરતી પ્રવેશે છે.)

ગાયન

ઉરને ઉદ્યાન મારે, રંગરંગી ફૂલો ખીલ્યાં,
રસભીની બાંધી દીધી પાળ રે હો હૈયાસૂનાં. ધ્રુવ૦

દિલને દરિયાવ મારે, પ્રેમનાં મોજાંઓ ઉછળે,
પ્રીતિના ચણાવ્યા મેં તો પહાડ રે! હો હૈયાસૂનાં.

હૈયાની દૂંફમાં મેં, હેતના હિંચોળા બાંધ્યા,
હીંચોળું કરતી મીઠો નાદ રે!– હો હૈયાસૂનાં.

હૃદયના મંદિરે મેં, પ્રેમની મૂર્તિઓ સ્થાપી,
બની પૂજારણુ પૂજું પાદ રે! હો હૈયાસૂનાં.

દેહનાં મંદિરીયે હું નિત્ય તારી પૂજા કરતી
પ્રાણ સોંપીને તુજ પાસ રે! હો હૈયાસૂનાં.
ઉરને ઉદ્યાન મારે—

(સ્વગત) મારાં શેઠાણી પ્રતિભાની દાસી, હું લક્ષ્મી. મારા પર એમનો બહુ જ પ્રેમ! મારા વિના તો એ જમે પણ નહિ! ફરવા જાય પણ નહિ! કોઈને કંઈ આપે પણ નહિ! અરે, મને પૂછયા વિના પાણી પણ પીએ નહિ! મારાં તે કેટલાં માન! સુરેન્દ્રભાઇનું કહ્યું કદાચ ન માને, પણ મારૂં કહ્યું તો એને ટ—અ—અ—પ ગળે ઉતરી જાય!

હા! પણ આજે તો મારે જલદી જવું જોઈએ! આજે તો એ પોતાનો 'સ્વયંવર' કરવાનાં છે. આખરે તો એમણે મારી શિખામણ માની જ ને! માને નહિ તો જાય ક્યાં? એક બે એવી વાતો મૂકી દઉં કે બસ ઠેકાણું જ પડી જાય!

ચાલો, પણ મારા વિના તો એ કપડાં પહેરવાને, ને શણગાર સજવાને બેસી રહ્યાં હશે! આજે નક્કી કોઇ મૂરખના કરમનું પાંદડું ખૂલી જશે એમ લાગે છે! ખરેખર! એવા ગાંડાઓની તો મને ખૂબ અદેખાઇ આવે છે!

ચાલો. પણ અરે! પાછી હું તો વાતે વળગી. બળ્યું! મને વાતો કર્યા સિવાય ચાલતું જ નથી! અને ન વાતો કરૂં તો પછી મારાથી અંજાય પણ કોણ? અરે! પણ ચાલો, ચાલો, હવે તો જઇશ જ—

(લક્ષ્મી જાય છે ત્યાં સામેથી એકદમ કવિ આવી આડા હાથ કરી માર્ગ રોકે છે. લક્ષ્મી એકદમ પાછી ફરી બીજે રસ્તેથી જવા જાય છે ત્યાં તત્વચિંતક સામે આવી ઉભો રહે છે. બંને જણાની વચમાં ઉભી ઉભી લક્ષ્મી છટકવા પ્રયાસ કરે છે.)

### કવિ

અરે ! ઓ ગજગામિની, હંસવાહિની, નેત્રસફળ કારિણી ! આપ કોણ છો ? ક્યાં જાઓ છો ?

### તત્વચિંતક

કેમ ! કવિરાજ ! અહીં ક્યાંથી ફૂટી નીકળ્યા તમે ? તમારે શું અહીંજ ઉમેદવારી નોંધાવી દેવી છે કે શું ? (લક્ષ્મી પ્રત્યે) અરે ! પણ દેવી ! સાક્ષાત્ સરસ્વતી કે સાવિત્રીનો પણ ગર્વ ગાળી નાંખે એવી આપની આ સુંદર પ્રતિમા કઇ દિશામાં પ્રયાણ કરે છે, વારુ ?

### કવિ

ભલા ! તારા જેવો તરફડીઓ અને તફડંચી તત્વ-ચિંતક મેં ક્યાંય જોયો નથી ! અહીં તારૂં શું કામ હતું ? (લક્ષ્મી તરફ) અરે, ઓ સ્વર્ગની સુંદરી ! આપ ક્યાંથી આવો છો ? ક્યાં જાઓ છો ? કોની શોધમાં છો ?

### લક્ષ્મી

(બંને તરફ ટીકી ટીકીને જોતી) અરે, પણ છે શું ? આઘા રહો બાધાઓ. મારી સામે આમ આડા ઉભા

આવી કેમ ઉભા છો? શું હું તમારા બાપની મિલ્કત છું? કે આમ રસ્તો રોકો છો? હું ગમે તે હોઉં! તેમાં તમારે શું? ચાલો, ખસો આઘા, મને મોડું થાય છે!

### તત્વચિંતક

ઉતાવળ કરી કરીને પણ છેવટે તો પરણવાનું જ છેને? પરણવાનું તત્વ કંઈ ખોટું થોડું જ છે?

### કવિ

બહુ ઉતાવળ હોય તો સૌંદર્યની સોનેરી પાંખો ફફડાવી પધારો સ્વર્ગની વાટે! પરંતુ ઉપર ચડતાં ચડતાં પણ જરા આડું અવળું આઘું પાછું જોજો ખરાં, હોં!

### લક્ષ્મી

તમે કોણ છો? એ તો કહો! આમ મારી સાથે ઓળખાણ પિછાણ કે ચિઠ્ઠી ચપાટી વિના એકદમ સીધો હલ્લો કેમ લઈ આવ્યા છો?

### તત્વચિંતક

હું? હું છું દુનિયાનો દિવાનો! પ્રેમનો ભગત, સ્નેહીનો સંભ્રમ અને આપના જેવી પરીઓના પરિચયમાં આવવાનો પિપાસુ!

### કવિ

હું? હું છું દુનિયાનો દાદો, ચંદ્રનો દોસ્ત, વિહં-

ગમોનો વકીલ. સૌંદર્યનો પૂજારી અને આપના જેવી રસમૂર્તિઓનો રસેશ બનવાની આકાંક્ષા સેવતો ઉમેદવાર!

## લક્ષ્મી

તમે આ બકો છો શું ? મને તો એમાં કશીએ સમજ પડતી નથી ! બસ ચાલ્યા જાઓ અહીંથી—

(લક્ષ્મી ગાયન ગાય છે. બંને કલાકારો તેમાં સામેલ થાય છે.)

(ગાયન)

લક્ષ્મી— વહેલી, રસઘેલી, અલબેલી, સાહેલી પાસ જાઉં—(૨)
સરિતા બનાવું, જ્ઞાનસાગર સંગ બતાવું—વહેલી

કવિ— સરિતા તું, સાગર હું, ન કહીંએ જાઉં—(૨)

તત્વચિંતક—રસિકા, રસરાજ પાસ ના કદિ શરમાવું—(૨)

લક્ષ્મી— દિવાના ઢંગ

કવિ— કવિના છંદ

તત્વચિંતક-બ્રહ્મના ભ્રમ—(૨)

લક્ષ્મી— છોડો પાખંડ

કવિ— કવિ પ્રચંડ

તત્વચિંતક—સત્ય બ્રહ્મ—(૨)

કવિ— રસિકડી, રસીલો હું, સ્નેહરસ ભિંજાવું

લક્ષ્મી- જવા દો—(૨)

તત્વચિંતક—બ્રહ્મ સત્યં જગત્ મિથ્યા બ્રહ્મમાં સમાવું

લક્ષ્મી— જવા દો—(૨)

લક્ષ્મી- વહેલી, રસઘેલી, અલબેલી, સાહેલી પાસ જાઉં—(૨)
સરિતા બનાવું, જ્ઞાનસાગર સંગ બતાવું-વહેલી

લક્ષ્મી

ચાલ્યા જાઓ, મૂર્ખાઓ અહીંથી—!

તત્વચિંતક

"ખૂંદી તો ધરતી ખમે,
(ને)-વાઢી ખમે વનરાઇ;
વેણ કવેણ તો સંત ખમે,
જેમ સાગર નીર સમાય."

કવિ

"ઘેલી બનેલી ગોપીઓ,
જે કશાને પણ ના ગણે;
તેને રસિક રાજે ચખાડ્યો,
સ્નેહરસ છેલ્લી ક્ષણે."

તત્વચિંતક

કવિરાજ ! એમ બને જ નહિ !

કવિ

એ તો એમ જ બને ! ભાઈ, એમ જ બને ! પણ (લક્ષ્મી તરફ) આપ આમ શા માટે ગુસ્સે થાઓ છો ? મને તો લાગ્યું કે પુરુરવાથી રિસાયલી ઉર્વશી કે દુષ્યંતનાં દર્શન કરવા અધીરી બનેલી શકુન્તલા આમ માર્ગ

ભૂલી અમારી સાથે અથડાઇ પડી છે કે શું ? હશે ! ગભરાઓ નહિ ! મુંઝાઓ નહિ ! આપના અધરોની લાલાશને ફીક્કી બનાવો નહિ ! આપને દુષ્યન્ત કે પુરુરવા જોઈતો હોય તો, આ બંને મહારથીઓ તેમના કરતાં શું ઉતરી જાય એવા છે, વારૂ ?

## તત્વચિંતક

અરે, ઓ સ્નેહની સરિતા ! મને તો લાગ્યું કે ઋષિ વિશ્વામિત્ર ઉપર દિગ્વિજય કરી પ્રભુતામાં પગલાં માંડતી મદભરી મેનકા જાણે દેવેન્દ્રને અપનાવવા અધીરી બની છે કે શું ? આપને વિશ્વામિત્ર કે દેવેન્દ્રની ભૂખ જન્મી હોય તો શું આ બંને કલાકારો તેમની જોડે હરિફાઇમાં ઉતરે એવા નથી વારૂં ?

## લક્ષ્મી

હં ! તમે કલાકારો છો ? એમ ? ત્યારે તો તમે અમારા કલા મંદિરમાં આવતા જ હશો !

(કવિ અને તત્વચિંતક ભોંઠા પડી જાય છે. ગભરાય છે. એક બીજાને ઇશારો કરે છે.)

## કવિ

પણ, આપ કોણ છો ?

## લક્ષ્મી

હું પ્રતિભાની સખી છું ! હું તેમની સલાહકાર

પણ છું. કહો જોઈએ, તમે કલામંદિરમાં આવનાર છો કે નહિ?

**બંને**

(નમી પડીને) આવશું સ્તો!

**લક્ષ્મી**

ઠીક! ત્યારે આજે તમારી વાત! આવા લુચ્ચાના પીર જેવા રખડતા કલાકારોની સામું પણ શું મારી આંખી જોશે, એમ? એમ બને જ નહિ! ઠી-ક, ચાલો! ચાલો! આજે કરૂં છું તમારી વેતરણ ને ફજેતો કલામંદિરમાં.

**બંને**

(પગે પડીને.) અરે! એ તો અમે જરા ગમ્મત કરતા હતા! આપની તે વળી પજવણી પણ થાય ખરી કે? ચાલો, હવે ક્ષમા કરો. તમે જીત્યાં અને અમે હાર્યા!

**લક્ષ્મી**

(હસીને) ઠીક, ચાલો ત્યારે, આટલી વખત જવા દઉં છું. પણ, હવે પછી મારી માફક કોઈ નિરાધાર સ્ત્રીની અડધે રસ્તે મશ્કરી કરશો નહિ! સમજ્યા કે?

(બધા જાય છે.)



# પ્રવેશ ૫ મો

**સ્થળ:**—કલા મંદિરનો ભવ્ય ઓરડો.

**સમય:**—રાતના સુમારે ૧૦ વાગે પૂર્ણિમા.

**પાત્રો:**—બધાં જ પાત્રો એક પછી એક એકઠાં થાય છે.

(પડદો ઉપડતાં બધાં કલાકારો પોતપોતાના કામમાં મશગૂલ છે. કવિ કાગળ પેન્સિલ લઇ કવિતા બનાવે છે; ચિત્રકાર ફલક અને પીંછી લઇ ચિત્ર દોરે છે; સંગીતશાસ્ત્રી તંબુરો મેળવે છે; શિલ્પી હથોડી છીણી વડે પૂતળા ઉપર કામ કરે છે; તત્વચિંતક પુસ્તકમાં માથું ઘાલી આમતેમ જોઇ બબડે છે.)

**સંગીતશાસ્ત્રી**

વાહ ! વાહ ! કેવો પૂર્ણિમાનો ચંદ્ર ! કેવી રમણીયતા ! આવાજ પ્રકાશમાં સ્નેહીઓને સંગીત સ્ફૂરે !

(ગાય છે.)

આ...આ...આ...આ...
સનમની શોધમાં ચાલી,
પિયુની શોધમાં ચાલી.....

(બે ચાર પલટા સાથે ગાય છે.)

(બધા કલાકારો કચવાય છે.)

ચિત્રકાર

અરે તત્વચિંતકજી, કયાં ધ્યાન છે તમારું ?

તત્વચિંતક

કલા મંદિરમાં. બીજે કયાં ધ્યાન હોઈ શકે ?

ચિત્રકાર

મને લાગ્યું કે તમે પણ પેલા સંગીતશાસ્ત્રીની જેમ 'પાવલી' બની ગયા કે શું ?

તત્વચિંતક

સાચેસાચ ! હું ખરેખર ચક્રમ હોત તો કેવું સારૂં ?

શિલ્પી

કેમ વારૂ ?

તત્વચિંતક

તો આ વયે પણ બાળકની નિર્દોષતા હું અપનાવી શકયો હોત ! નેત્ર અને હૃદયથી જ બધું સમજયો હોત !

આપની બધાની જેમ આંખ છતાં આંધળા બનવાનું મને કારણ મળ્યું ન હોત !

**કવિ**

ગાંડો રે ગાંડો !

**તત્વચિંતક**

ડગલે ને પગલે આદર્શોને અવળા કરનારા તમે બધા જ ચક્રમો છો ! સાચી કલાની સેવા તમારે માટે સંભવિત જ નથી !

**કવિ**

અલ્યા ! અક્કલના ઓથમીરો ! જરા શાંતિ રાખો. આ તમારા વિતંડાવાદમાં મારે કાવ્ય તે શી રીતે બનાવવું ? કાવ્યની કલ્પના કે પિંગળની પ્રેરણા શું આમ રમતમાં મળતી હશે ? એ કાંઈ લાડવો ખાવાનો નથી.

**તત્વચિંતક**

(હસીને) કવિરાજ ! તમારા કોયડા કંઇ આત્મા, પરમાત્મા અને જીવાત્મા જેવા અઘરા તો નથીને ?

**ચિત્રકાર**

(ફલક પર ચિતરતાં ચિતરતાં ઊભો થઇ જઇ) એ–ઈ, જૂઓ, આ ડાઘો પડ્યો ! આ તમારી ગડ્ડામસ્તીમાં મારા ચિત્રનું સત્યાનાશ નીકળી ગયું ! અરેરે !—

(માથે હાથ દઇ બેસે છે)

### સંગીતશાસ્ત્રી

જૂઓ, ભાઈઓ ! આ ધુરંધર કલાસર્જકનું સર્જન કપાઈ ગયું ! અરે બાઘા, ડાઘો કાઢી ફરી ચિતર ! એમાં રડવા શું બેઠો છે ?

### ચિત્રકાર

અરે ચક્રમ ! તને અમારી ચિત્રકારોની કલ્પનામાં આવતા કલંકનો ખ્યાલ શી રીતે આવે ?

### તત્વચિંતક

અરે, તમે નામધારી કલાકારો ! કલાનું સમસ્ત વિશ્વ પાંગળું છે–કલા તો તમારા બધાથી જ વિમુખ બનેલી છે ! તે તો માત્ર પોતાને ખાતર જ જીવે છે ! તમે નાહક 'કલા, કલા,' કહી શા માટે ભેજાનું દહિં કરી રહ્યા છો ?

### કવિ

આની પણ 'પાવલી' ઠેકાણે લાગતી નથી !

### તત્વચિંતક

કવિરાજ ! ચક્રમ તો કવિઓ જ હોઈ શકે ! ખરાનું ખોટું કરવું, નાનાનું મોટું કરવું, રજનું ગજ કરવું, કીડીનો કુંજર કરવો–આ બધું ભગીરથ કામ કવિઓનું જ છે ને ? કમ્મરબૂડ રેતી હોય ત્યાં અગાધ સમુદ્રના પાણીનો ભ્રમ પેદા કરાવવો, પ્રકૃતિના સાદાં અને સરળ

દશ્યોમાં અલંકારોનો ઓપ ચઢાવી મનુષ્ય હૃદયને દૂષિત કરવું, કાળી કાજળ જેવી કામિનીને પદ્મિનીનું સૌંદર્ય બક્ષી સૌંદર્યની ભાવનાને જડમૂળથી ઉખેડી કલ્પાવવી, આ બધું હોઈ શું શકે ! દિવાનાપણા સિવાય બીજું શું ?

## સંગીતશાસ્ત્રી

અરે, કવિરાજ ! 'ગદ્ધા જાફરાનકી કદર કયા પીછાને ?' નિકલની ખોટી બે આની સોના મહોરનો રણકાર શી રીતે આપી શકે ? પ્રત્યેક પ્રસંગમાં નિરાશા, બસ કેવળ નિરાશાનું જ વાતાવરણ જોનારા તત્વચિંતકો સંગીત કે કાંવ્યનું હાર્દ શી રીતે સમજી શકે ?

## તત્વચિંતક

સંગીત એ તો દૈવી કલા છે; એનું શુદ્ધ સ્વરૂપ એ પરબ્રહ્મનું રૂપ છે ! તમે વિપથગામીઓએ સંગીતનાં સુંદર અંગ ઉપાંગોને તોડી ફોડી, ખેંચી લાંબા ટુંકા બનાવી સંગીતદેવીના સુરમ્ય શરીરને વિરૂપ બનાવી દીધું છે ! તેમાં સંગીતનું રહસ્ય તો ડુબી જ ગયું લાગે છે ! અને કવિરાજ ! તમારી કાવ્યદેવીની દુર્દશાની તો વાત જ શી કરવી ! તમારા જેવા વાતનું વતેસર કરનારા, અયોગ્ય અને અનધિકારીઓને ગૌરવ અર્પનારા, સ્થૂળ દષ્ટિ અને સ્થૂળ સ્વાર્થના ઉપાસકોએ કાવ્યદેવીની એવી તો દુઃખદ પરિસ્થિતિ લાવી મૂકી છે કે ગરીબ બિચારી એ ઘર ઘરને ઉંબરે અથડાય છે. એ

શ્રીમંતોના પગ આગળ ધૂળમાં આળોટે છે; અને તેમની ઠોકરમાં અટવાઇ અધમૂઇ બની, નિશ્વાસોનાં ઉનાં મોજાં તમારા તરફ છોડયા જ કરે છે! આનું કારણ? તમારા જેવા અર્થચક્રમ કવિઓ જ છે!

### કવિ

તત્વચિંતક, ખરેખર, મને તમારી દયા આવે છે! કયાં કાવ્યદેવીના ભક્તોની ગગનવિહારી, વ્યોમવિલાસી સ્વર્ગીય કલ્પના અને કયાં તમારી અવ્યવહારૂ તત્વવૃત્તિ? તમને કયાંથી ખબર હોય કે કાવ્યાનંદ કેટલાંએ દુઃખોનો સંહારક છે!

ગજનું કરે ગજ, એકનું અગજ!
અજબ કવિની કલ્પના કરે છે ગજબ!

તમને ખબર નથી કે કવિઓની હસ્તિ વિના સમસ્ત વિશ્વ હૈયાસૂનું અને રસહીન બની જાય!

### તત્વચિંતક

હા, હા, ભાઇ, હા! મને ખબર છે કે કવિઓના ગુલાબમાં ભડાં પણ ઉગે અને કવિઓના ઘોડા ઉંધે માથે દોડી શરતો પણ જીતી જાય!

### સંગીતશાસ્ત્રી

અરે! અરે! આ પાગલ તે શી રીતે ઠેકાણે આવે! કંઇમાં પણ રસ નહિ! માત્ર તત્વ, તત્વ ને

તત્વ કુટયાં કરે છે ! તત્વ શું છે ? કઈ અભરાઈ પર બેઠું છે ? તેની તો કાંઈ સમજ નથી ! ને માત્ર લવારો કરે છે ! જાણે સ્વર્ગમાં જઈને સ્વયં પ્રભુનું તત્વ જોઇ આવ્યો હોયને ! મને તો લાગે છે કે એને પરબારો પાગલખાનામાં જ મોકલી આપવો જોઇશે. તે સિવાય એના ભેજાનાં ઢીલા સ્ક્રૂ ટાઇટ થવાના નથી !

### ચિત્રકાર

(પીંછી ફેંકી દઇને) આ તમારી જીભાજોરીમાં મારૂં આખું ચિત્ર ખલાસ થઈ ગયું. મારી મહિનાઓની મહેનત રદ્દ ગઈ ! હાય ! શું કરૂં ?....તમારામાંથી કોના ખીસામાં દોઢિયું આવ્યું તે તો કહો જોઇએ, વારૂ !

### શિલ્પી

આ તમારા મિથ્યાવાદમાં માથું મારતાં મારા પૂતળાનું નાક સમૂળગું જ ઉડી ગયું ! મારી બધી મહેનત રદ્દ ગઇ ! નાક વિનાનું પૂતળું ! હાય ! એને હવે કોણ લેશે ? અલ્યાઓ, હવે તો જરા જંપો અને પારકે પૈસે પરમાનંદ ઉડાવવાની વૃત્તિ છોડો.

### ચિત્રકાર

(ચીડાઇને) અરે, ઓ અક્કલના ઓથમીર શિલ્પી ! અને ઓ ભેજાગેપ ગવૈયા ! તમારી સાથે તે મારે કેમ કામ લેવું ? અને ઓ ચક્કર મગજવાળા ચક્રમ કવિ ! તારા ગાંડપણની તો સીમાજ નથી ! વળી ઓ એ-

વકૂફ અને મગજતંતુના ઢીલા તારવાળા તત્વચિંતક, તને તો શું કહું ? તમારી બધાની અર્થહીન, અકારણ અને અક્કલહીન ભેજાકસીમાં મારા ચિત્રની કચૂંબર થઈ ગઇ તેનું તમને ભાન છે ? તમારી સાથે કલામંદિરમાં મારાથી કેમ કામ થશે ? વારૂ !....તમને બધાને જ કલકત્તાની 'રોય પીલ્સ' મંગાવી આપવા મારે સુરેન્દ્ર શેઠને ભલામણ કરવી પડશે !

### શિલ્પી

અરે, કવિરાજ ! આ ચિત્રકારનું ચિત્ર બગડયું તેનું કારણ ખબર છે ? આજે એની પ્રિય સખીના વિરહ અને વિયોગથી એમને પ્રેરણા મળી નથી ! જરા એક ગાંજાની કલી લાવી આપો એમને; તોજ એમનું ભેજું કામ કરશે.

### તત્વચિંતક

અને તમે પૂતળાના નાકનું ખૂન કર્યું તે કેવી રીતે સુધરશે ?

### ચિત્રકાર

એમની ગળા રૂપી ગટરમાં એક તોલા અફિણનો રગડો ધધડાવી દો એટલે બસ !

### કવિ

અરે, કાવ્યદેવી ! તારી કલ્પના કેમ કુંઠિત બની ? ઓ પૂર્ણિમાના ચંદ્ર ! કૌમુદીની ધવલ અને નિર્મળ સરિતામાં સ્નાન કરાવતા ચંદ્ર ! તેં પણ કેમ

પ્રેરણા ખેંચી લીધી ! શું આ અરસિકોના સહવાસમાં વિચરતા તારા ભક્તની દુર્દશા જોઈ તું રિસાઇ ગયો ! સ્નેહીના સ્નેહને સ્નિગ્ધ બનાવતા પ્રેમી પાગલ, કે વિરહીના વિરહને દ્વિગુણિત કરતા ચંદ્ર ! તારા હૃદયમાં રહેલા કલંકનો શું તને ખ્યાલ આવ્યો કે તું આમ ઝાંખો અને ફિક્કો પડી ગયો ? શરમા નહિ, ખિન્ન પણ થા નહિ ! હજી પણ તું અમારા કવિઓનો અને પ્રેમીઓનો પરમ પ્રેરણા મંત્ર છે જ. આ તત્વચિંતકની પાગલતા ઉપર હાસ્ય કર ! એની ઘેલછાની ખાત્રી કરાવી તારાં કિરણોનું અમીસિંચન કર ! એ બાધાની બુદ્ધિ ઠેકાણે લાવ !

## સંગીતશાસ્ત્રી

ચંદ્રની ચંદ્રિકા સંગીતકારોને સંગીતની સ્ફુરણા અને સ્ફૂર્તિ આપી સ્વર્ગીય ગીતના સમુદ્રમાં નવરાવે ! પણ આ તત્વચિંતકની સ્થૂળ મનોદશાએ અમારી સંગીતદેવીના સ્વમાનનુંયે ખંડન કર્યું ! દેવી રિસાઇ; મારી પ્રેરણાનું પ્રચંડ પરિબળ અદૃશ્ય બન્યું; મારી સતાર બસૂરી બની; મારા સુરો વિસંવાદી બન્યા. અરે ! અરે ! આ બધું આ તત્વચિંતકની ઘેલછા અને નિરાશાવાદનું જ પરિણામ છે !

## કવિ

અને આ સંગીતશાસ્ત્રીનો 'એકજ પ્યાલાનો' રંગ એમને બસરા બનાવી બેઠો છે ! સરેન્દ્રને કહો. કે ભલા !

કલાને ખાતર પણ સંગીતશાસ્ત્રીનો સત્કાર કરો !

### સંગીતશાસ્ત્રી

કવિરાજ ! આજે તમારા પ્રાસાનુપ્રાસ અને અતિશયોક્તિના અલંકાર ક્યાં અદ્રશ્ય બની ગયા છે ? તે તો કહો.

### તત્વચિંતક

રાખો, હું કહું છું. એમને માત્ર એક લોટો ભાંગની જ જરૂર છે ! પછી જૂઓ, એમની કલમ વિમાનની પાંખે ઉડે છે કે નહિ !

### તત્વચિંતક સિવાય બધા

આ તત્વચિંતકે જ આજે આપણ બધાની મોજની બરબાદી કરી નાંખી છે !

### તત્વચિંતક

તમારા જેવા 'મિથ્યાવાદી'ઓનો સહચાર સેવતાં જ મને આ નતીજો મળ્યો છે ! અલ્યા, ઓ અક્કલના દુશ્મનો તરાઓ ! જરા ખ્યાલ તો કરો, કે તત્વચિંતક વિના દુનિયાને સવળો માર્ગ કોણ બતાવે છે ? તમે બધા માયાની મોહજાળનાં મૃગજળ ઉપર મીટ માંડી રહ્યા છો ! તમને મારા સિવાય યોગ્ય દોરવણી કોણ આપશે ? અરે, ઓ ચક્રમ ચિત્રકાર ! તારે આવી રીતે કલાસર્જક બનવું છે, કેમ ? કેવળ ચર્મચક્ષુની મદદથી તારૂં કંઇ નહિ વળે ? તારી આંખો ફોડી તારા હ્રદયને દિવ્ય નેત્ર આપ !

હું જો ચિત્રકાર હોત તો! બંધ આંખે મેં સુંદર ચિત્ર તૈયાર કર્યું હોત! દૃષ્ટિના અભાવે પણ મારો હાથ ફલક પર નૃત્ય કરી રહ્યો હોત! સ્થળ, સંજોગ કે સમયની સીમાએ મારો અવરોધ કર્યો ન હોત! અને અરે, ઓ શંકાશીલ શિલ્પીજી! જો હું શિલ્પી હોત ને, તો પત્થર માટે ફાંફાં મારતો હું બેસી રહ્યો ન હોત! સારું વિશ્વ ખૂંદી વળત; ગમે તેવા પત્થર ઉપર મારી હથોડી ને હાથ રમી રહ્યા હોત! પત્થરના નિર્જીવ પૂતળાને ચેતના આપી મેં મારાં સાધનોને ક્યારનાંએ પૃથ્વીમાતાને ખોળે ધરી દીધાં હોત!....અને ઓ કવિરાજ! હું કવિ હોત તો! જીવનની કો વિરલ ક્ષણે આત્માનો કો સ્વર્ગીય સંદેશ આત્માના એકજ ઉમળકાથી ઊર્મિગીતમાં ઉતારત! અખિલ વિશ્વમાં તેનો ગુંજારવ ઉત્પન્ન કરત!....અને ઓ અસંતોષી સંગીતકાર! હું સંગીતનો ઉપાસક હોત તો! કુદરતનાં સોનેરી રૂપેરી દૃશ્યોનો તાલમાત્રામાં સુરમ્ય અને સુરેખ સુમેળ સાધી હું સમસ્ત વિશ્વમાં સંગીતની ધૂન મચાવત! પણ, પણ તમે બધાજ પાગલ! કૃત્રિમ! કૃત્રિમતાની જીવંત મૂર્તિઓ! સ્વાર્થસાધુઓની, હૃદય ચોરટાઓની ચતુર્મિતિ અથવા ચંડાળ ચોકડી....

(બધા ગુસ્સે થઇ જાય છે.)

**સંગીતશાસ્ત્રી**

(આવેશમાં) શું અમારા બધાનું જ અપમાન! શું

તું એકલો જ ડાહ્યો અને અમે બધા મૂરખા, એમ? આજે ફીલસુફીની ડાગળી ચસકી લાગે છે! ચાલો, આપણે બધા એને ઠેકાણે લાવી નાંખીએ!

(બધા એક સામટા તત્વચિંતક ઉપર ધસી જાય છે ને તેને ફટકાવે છે. એવામાં સુરેન્દ્ર પ્રવેશ કરે છે. તેને જોઇ બધા પોતપોતાને સ્થાને દાત્રકાપણે ગોઠવાઇ જાય છે.)

### સુરેન્દ્ર

આજના સમારંભમાં એકત્ર થયેલા બધા ઉત્તમ કલાકારો! આજે તમારી પરીક્ષા છે. મારી બહેન પ્રતિભા આજે અને અત્યારે જ અહીં આવી એક સુંદર ગીત ગાશે. ગીત પુરૂં થયા પછી આપ દરેકે પોતપોતાની કલાદૃષ્ટિથી તે વિષે ચર્ચા કરી અભિપ્રાય આપવાનો છે. તમારી કસોટી અને કિંમત—બંને આજે થશે!

(પ્રતિભા સુંદર પોશાકમાં હાથમાં 'વરમાળ' સાથે ગાતી ગાતી પ્રવેશે છે. પાછળ તેની દાસી લક્ષ્મી હાથમાં થાળીમાં શ્રીફળ વગેરે લઇ આવે છે.)

(પ્રતિભા ગાય છે.)

પ્રીત સમુદર ચંદ્રની, શત શત જોજન દૂર;
પણ પૂર્ણિમાના પ્રકાશમાં, ઊદધિ ઉછાળે ઉર
ચન્દ્રમા શાને ભીંજ્યો રે!—(૨)

કિરણોમાં કોડ કેમ પાડ્યા,
મારે વસવાં આ ધરતીને અંક રે!
ચન્દ્રમા શાને ભીંજ્યો રે!—(૨)

આશા ઉગાડી કેમ ઉગતા,
અલ્યા જાણે ના માનવીના રંગ રે!
ચન્દ્રમા શાને ઊગ્યો રે!–(૨)

વદને સુધા રસ તારે ભર્યો,
મુખમાં રે ભર્યાં વિખવાદ રે!
ચન્દ્રમા શાને ઊગ્યો રે!

શીતળ ઉર્મિ ઉછાળે મહેરામણ,
વડવાનલો મારે અંત રે,
ચન્દ્રમા શાને ઊગ્યો રે!

પ્રીત સરોવર હંસની, જલ ઉડે ઊડી જાય;
પણ પ્રીત તો જલ કમલની, બંને સાથ સૂકાય.

વધે ઘટે, વળી પાછો વધે,
મારે વૃદ્ધિ પછી હા મોત રે!
ચન્દ્રમા શાને ઊગ્યો રે!

(પ્રતિભા ગાય છે તે દરમિયાન બધા ડોલે છે. અને જાણે તલ્લીન થઇ ગયા હોય તેવો ડોળ કરી તેના સામું જુએ છે.)

## સુરેન્દ્ર

કેમ સંગીતશાસ્ત્રી! પ્રતિભાના ગાનની આપના પર શી અસર થઇ, વારૂ?

## સંગીતશાસ્ત્રી

(હસીને નમન કરી) એમના ગળાની મધુરતા અને કંઠની હલક જોઈ હું તો સ્તબ્ધ જ બની ગયો! કેવું

મજેનું એમનું ગાયન ! કેવી ભવ્ય કલ્પના ? તાલ અને સ્વરનો કેવો સુમેળ ! જાણે સાક્ષાત્ સંગીતદેવી જ અવની ઉપર ઉતરી આવ્યાં ! હું તો ક્ષણભર મારા શરીરનું ભાન ભૂલી સંગીતમય જ બની રહ્યો ! વાહ ! વાહ ! આવું સ્વર્ગીય સંગીત મેં કદિ સાંભળ્યું નથી ! મને તો થયું કે હું પણ મારી સતાર મિલાવી સાથે બેસી સં-વાદ સાધું !

(દરમ્યાન બધા કલાકારો સંગીતશાસ્ત્રીની મશ્કરી કરે છે.)

**તત્વચિંતક**

સાથે સાથે એક ગ્લાસ શરાબ જો પેટમાં પડયો હોત તો વળી ઓર રંગ જામતે ! કેમ, ખરૂંને ? ચિત્રકાર મહાશય !

(પ્રતિભા ચમકે છે)

**પ્રતિભા**

હેં ? સંગીતશાસ્ત્રી ! તમે શરાબનું પણ સેવન કરો છો કે ?

**સંગીતશાસ્ત્રી**

(નરમ પડી જઇ) ના, રે, ના, એ તો સ્હેજ હોય ! હું જાણે પીતો તો નથી; પણ સંગીતકારોના અખાડામાં મારે મારો એકડો સામેલ કરાવવો ખરોને ! એટલે કોઈ કોઇ વાર કડવે મોંએ પ્રસાદી ગળે ઉતારવી પડે છે. બાકી તો......

### કવિ

ઠીક ! ઠીક !

"પી લે શરાબ પી લે,
પ્યાલી ભર ભર કે પી લે;
જીન્ને દિયા હૈ તનકો,
જીન્ને દિયા હૈ મનકો
વોહી દેગા કફનકો—
પી લે શરાબ પી લે !"

(પ્રતિભા સંગીતકાર પ્રત્યે ઘૃણા બતાવે છે.)

### પ્રતિભા

કેમ, ચિત્રકારજી ! તમારો શો અભિપ્રાય છે ?

### ચિત્રકાર

(હસીને નમન કરી) આપનું ગાન મારે ગળે ઉતારતા મગજનો પ્રદેશ એકદમ વિશાળ બન્યો; જાણે મારી કલ્પનાના ફલક ઉપર હું ચિત્ર દોરવા મંડી પડયો ! પૂર્ણિમાનો ઊગતો ચંદ્ર એક બાજુ; કૌમુદીમાં સ્નાન કરતું વિશ્વ બીજી બાજુ; તળાવ અને હંસ, કમળ અને ભ્રમર ત્રીજી બાજુ; કિનારે આપની સૌમ્ય અને સુંદર મૂર્તિ; અને એ મૂર્તિના ચરણારવિંદમાં ફલક અને પીંછીથી વિભૂષિત બનેલો હું ! વાહ ! કેવી અદ્દભુત અને અલૌકિક કલ્પના ! એ દિવ્ય દૃશ્ય તો હજી મારા સ્મૃતિપટ પરથી ખસતું જ નથી ! રંગ તો હજી પૂરવા

બાકી જ છે! પણ—

### શિલ્પી

પણ શું વળી! આપની જીવન સહચરી ચક્ષમ ચકોરીના વિયોગ અને વિરહને લઇને રંગ અધૂરા રહી ગયા, ખરૂંને? એક બે દમ લગાવ્યા હોતને તો વળી બધુંએ સંપૂર્ણ થઇ જાત!

### કવિ

'જો ન પીવે ગાંજેકી કલી,
ઉસ લડકે સે લડકી ભલી.'

(પ્રતિભા શિલ્પી તરફ ફરે છે.)

### પ્રતિભા

કેમ! શિલ્પીજી! મારૂં ગાન સાંભળતાં તમને શા વિચારો થયા, વારૂ?

### શિલ્પી

બસ, એકજ! આ ક્ષણે મારી પાસે સંગેમરમરનો સુંદર પત્થર હોત તો આપના મધુર કંઠના સુરની સાથે તાલબદ્ધ રીતે મારાં ઓજારો રમી રહ્યાં હોત! જોતજોતામાં ગાન પૂરૂં થતાં પહેલાં તો હું આપની પ્રતિમા કોતરી કાઢી મારી કલાના પ્રભાવે તેમાં ચૈતન્ય અર્પી આપનાં ચરણમાં રજૂ કરી દેત. પણ–

કવિ

પણ, પણ તેમાં કસુંબાનો રંગ શી રીતે આવ્યો હોત ? શિલ્પીજી, તમે ભૂલ્યા. એકાદ અફીણનો ગાંગડો ગજવામાં ઘાલી લાવ્યા હોત તો આ વખતે આપને વિમાસવું ન પડત !

પ્રતિભા

(સવિસ્મય) કેમ, શિલ્પીજી, તમે અફીણી છો કે શું ?

શિલ્પીજી

કંઈ કહેવાય નહિ ! અફીણી હોઈએ પણ ખરા અને ન પણ હોઈએ ! એ તો અમારી જમાતનો રિવાજ છે કે બધા એકઠા થઈએ એટલે જરા ચરણામૃત લેવું પડે ! બાકી આ કવિ કહે છે એમાં તો કંઈ કહેવાય નહિ ! પણ કવિરાજને જ પૂછોને કે એ શી રીતે પ્રેરણા મેળવે છે !

(પ્રતિભા કવિ તરફ ફરે છે.)

પ્રતિભા

કેમ, કવિરાજ ! મારા ગાયનના સંબંધમાં તમારૂં શું કથન છે વારૂ ?

કવિ

(હસીને) આપના કાવ્યની રસપ્રદ કલ્પના અને વ્યોમવિહારી શૈલીનું વર્ણન કરતાં તો શેષનાગ પણ હારી જાય; તો પછી મારી એક જીભનું

તો ગજું જ શું ? કેવી ભવ્ય અને ભભકભરી કાવ્ય-કૃતિ ! પૂર્ણિમાના ચંદ્ર પ્રત્યે કેવી આસક્તિ ! કેવું સુંદર અને સુગમ રૂપક ! કેવી સરળ ઉત્પ્રેક્ષા ! કેવું ઉંડું રહસ્ય ! બસ, હું તો જાણે એ કાવ્ય સરિતાના રસસાગરમાં ડૂબકાં ખાવા લાગ્યો. આપનામાં આવું અસામાન્ય સંગીત અને સાહિત્યનું, સંસ્કાર અને સૌજન્યનું સુંદર સંમિશ્રણ ભરેલું છે તે જોતાં મને આપના અપ્રતિમ સૌન્દર્યનું શબ્દચિત્ર બનાવી કાવ્યદેવીની હજૂરમાં રજૂ કરવાનું મન થઈ જાય છે. પરંતુ ઉઉઉઉ—

(કવિ બોલે છે તે દરમ્યાન બધા કલા-
કારો કવિની માંહોમાંહે ટીકા કરે છે.)

### તત્વચિંતક

પરંતુ શું વળી ? ભાંગના અભાવે કલ્પનાશક્તિ કુંઠિત બની ગઈ એજ ! પ્રેરણા પાંગળી બની જતાં કવિરાજ પોતે નિરાધાર અને પંગુ બની ગયા ! એવું હતું તો એક બે ફાકી ખીસામાં ઘાલી લાવવી હતી ને ?

### પ્રતિભા

શું ? કવિરાજ, આ આપને માટે શું બકે છે ? હું તો ધારતી હતી કે વિશ્વની વાટિકામાં કવિ જેવું સુરમ્ય પુષ્પ બીજું કોઈ નહિ હોય !

### કવિ

એ તો એમજ બને ! એમજ બને ! કવિહૃદય

પ્રત્યેનો આપનો પક્ષપાત અફીણા અનાડિયો શી રીતે સહન કરી શકે? ભાંગ તે વળી વ્યસન કહેવાય? અને એ તે વળી બળગે પણ ખરું કે? દારૂ, અફીણ કે ગાંજાની સરખામણીમાં આ નિર્દોષ અને નિર્જીવ વસ્તુ ઉપર દોષારોપણ કરવું એ તો ભારે અતિશયોક્તિભર્યો અલંકાર કહેવાય!

### પ્રતિભા

પરંતુ કવિરાજ! તમે પરણ્યા છો કે કુંવારા!

(બધા નવાઈ પામે છે.)

### કવિ

(હસીને) સાહિત્યરસિક સાક્ષરો અને સુકવિઓની ગગનવિહારી કલ્પનાઓ ઝીલી શકે, તેમના અગમ્યાગમ્ય આદર્શો અપનાવી શકે, તેમનાં સ્વપ્નાંઓમાં પ્રાણ પૂરી શકે એવી જીવન સહચરી ન મળે ત્યાં સુધી કવિઓ લગ્નમિમાંસાનો પ્રશ્ન અભરાઈએ કેમ ન મૂકે? અમે કાલિદાસ કે ભવભૂતિ, બાણ કે માધવના વિસ્તૃત કાવ્યવ્યોમમાં વિચરતા હોઈએ, ત્યાં દયારામની ગરબીઓ કે પ્રેમાનંદનાં સરળ આખ્યાનોમાંથી ટપકતો રસ પણ ન પી શકે એવી સામાન્ય સ્ત્રીઓ જોડે અમારો મેળ શી રીતે મળે? કહો, વારુ, લગ્નનો વિકટ પ્રશ્ન જેટલે અંશે આપણા જેવા સંસ્કારી સાહિત્યકારોને મૂંઝવી રહ્યો છે તેટલે અંશે બીજા કોઈને પજવી શક્યો છે ખરો?

### પ્રતિભા

(હસીને) ખરી વાત છે! કવિરાજ! આપના આદર્શો અને વિચારો, ખરેખર, અનુકરણીય છે!

(એવામાં કવિપત્ની ફાટેલાં તૂટેલાં વસ્ત્રોમાં પોતાનાં બે બાળકો સાથે પ્રવેશ કરે છે.)

### કવિ પત્ની

કેમ, કવિરાજ! તમને કહી કહીને થાકી; ખોળા પાથરી પાથરીને પણ થાકી; પણ તમે હજી તમારી ટેવ ન મૂકી તે નજ મૂકી!

(કવિ ગભરાય છે.)

### પ્રતિભા

(નવાઇ પામીને) કેમ! તમે કોણ છો? અને ક્યાંથી આવો છો? અહીં શા માટે આવ્યાં છો?

### કવિ પત્ની

આ મારા પતિ-દેવ! મારા પાતિવ્રત્યના પૂજારી! આજે છેક સવારથી એમની શોધ કરૂં છું! પણ કશે પત્તો જ નહિ! શોધી શોધીને પગ થાકી ગયાં! પણ પછી કોઈએ કહ્યું કે આ કલામંદિરમાં કોઈનો સ્વયંવર થાય છે. એટલે એમની હાજરી અત્રે અવશ્ય હશે જ એમ ધારી અહીં આવી. અન્નવસ્ત્રનાં ઠેકાણાં નહિ, આ બાળક બિચારાં ભૂખેતરસે તરફડે છે તેની ચિંતા નહિ ને પોતે

નીકળ્યાં છે કવિતાનું પ્રદર્શન કરાવવા? લેણદારો તો બારણું ખોદી નાંખે છે! મારે તે કેટલાકને જવાબ દેવો!

ચિત્રકાર

અરે, ઓ કવિપત્ની! તમને ખબર નથી કે તમારા પતિદેવ તો લગ્નના ઉમેદવાર બની અત્રે ઘોડે ચડી બેઠા છે!

(બધા ખડખડ હસે છે.)

કવિ

(સ્વગત) અરરરરરરર! ભર દોરીયે કનકવો કપાઈ ગયો! રંગ ઠીક ઝાગ્યો હતો ત્યાં વળી આ ક્યાં ફૂટી નીકળી?

(પત્નીને ગુસ્સામાં) જા, જા, તું ઘેર જા! દયા લાવીને ઘરમાં રાખી! મારા મનમાં કે ગરીબ બિચારી! ભલે રાંધી ખાઈને પડી રહે! પણ આ તો દયાની માએ ડાકણ ખાંધી! તને ઘરમાં રાખી, પોષણ કર્યું, રખડતી રઝળતી ટાળી તે શું મારા સર્વસ્વ ઉપર પાણી ફેરવવાને કે? મારી ઉગતી આશાઓનો ભૂકો કરવાને કે? ચાલ, ચાલી જા અહીંથી. હવેથી તને મારા ઘરમાં સ્થાન નહિ મળશે. નિમકહરામ! આ તને શું સૂઝયું? તને આ બધું કોણે શિખવ્યું?

(કવિપત્ની પાસે જઈને ખાનગી રીતે સમજાવે છે.)

જો, જો, તારી લક્ષ્મીલાલસા તૃપ્ત કરવાને ખાતર જ

આ બધું મેં કર્યું છે! આખરે તો તુંજ છે ને! સમજી! મારી રાણી! મહારાણી!

### કવિ પત્ની

(ગુસ્સામાં) છટ્ છટ્, મારે આમ મારા જીવને સાલ કરી રાણી કે મહારાણી નથી થવું. સમજ્યા! ચાલો. જલદી ઘેર ચાલો! જો કંઇ સાથે લફરૂં વળગાડી લાવ્યા તો ઉંબરમાં પગ દેતાં જ કુહાડો લઇશ! સમજ્યા ને?–

(કવિપત્ની અને બાળકો જાય છે.)

### પ્રતિભા

કેમ, કવિરાજ! તમારો શો ખુલાસો છે!

### કવિ

એ તો એમજ બને! શ્રીમતીજી! એ તો એમજ બને! આ કળી કાળમાં પાંગળી ડાકણુ જ વહાલાં ખાય! બાકી મારા જેવો કવિ વળી આવી બૂડથલ અને બબૂચક જેવી પત્નીનો પાલવ પકડે ખરો કે?....પણ ભૂલજ મારી! એકજ ભૂલ! કે મેં એને નિરાધાર સમજીને દયા લાવી આશ્રય આપ્યો! આ તો નમાજ પડતાં મસીદ કોટે વળગી! ખરેખર! હાય!

બાલસે ખ્યાલ અડાસે બિરોધ,
બબૂચક નારસે ના હસના!
કવિ ગંગ કહે સુન શાહ અકબર!
અજાનત નીરસે ના વસના!

એ તો એમજ બને ! (માથે હાથ દે છે.)

પ્રતિભા

ઠીક ત્યારે, કવિરાજ ! તમારા જેવા પરમ પરગજૂઓએ તો એકાકી જીવન જીવવામાંજ મસ્તી અને મઝા માણવી જોઇએ.

(તત્વચિંતક તરફ ફરે છે.)

પ્રતિભા

કેમ ! તત્વચિંતકજી ! આપના તત્વ જોડે મારી કલા કેવો સંબંધ બાંધી શકે છે, વારૂ ?

તત્વચિંતક

(હસીને નમન કરી)

પૂરેપૂરો સુમેળ અને સંવાદ !

વધે ઘટે, વળી પાછો વધે !
મારે વૃદ્ધિ પછી હા મોત રે

કેવું સુંદર તત્વ ! કેવી મઝેની ગોઠવણી ! કેવો સુરોનો સંવાદ ! ખરેખર, આ બધા ચક્રમ અને પાગલ કલાકારોની મનોવૃત્તિ અને ઉપાસના જોતાં તો હુંજ આપને સૌથી શ્રેષ્ઠ કલાકાર લાગું છું. કેમકે એ મૂરખાઓ આપના એ દૈવી ગાનની કીંમત કદિ આંકી શકવાના નથી.

"અંધા આગળ આરસી ને–
બહેરા આગળ ગીત–

ભેંસ આગળ ભાગવત–
એ ત્રણેની એક રીત !"

**ચિત્રકાર**

અલ્યાઓ ! જૂઓ છો શું ? આ તો આપણે બધાને જ વગોવવા બેઠો છે ! મારો, ફટકાવો બેટમજીને....

(બધા એક સાથે તત્વચિંતક ઉપર ધસી જાય છે. તેમને સુરેન્દ્ર અટકાવે છે.)

(એ જોઇ પ્રતિભાને અકળામણ થઇ તમ્મર આવે છે. તે એક ચીસ પાડતી ઢળી પડે છે. હાથમાંની પૂજન થાળ જમીન પર પડતી મૂકીને દાસી લક્ષ્મી પ્રતિભાને ઝીલી લે છે. અને સંભાળપૂર્વક ગાલીચા પર સૂવાડે છે.)

(બેભાન દશામાં પ્રતિભા બબડે છે.)

ઓ ભાઈ, ભાઇ ! સુરેન્દ્ર ! હું તમને પહેલેથી જ કહેતી હતી ! પહેલેથી જ કહેતી હતી કે મારે પરણવું નથી....મારે પરણવું નથી. મને, મને લાગતું જ હતું....કે આપણા બધાય કલાકારો અધૂરા છે....જૂઠા છે...કલા ! કલા ! કલાના નામનો પોકાર કરનારા તેઓ પાજી ને પાખંડી છે ! તેમના ઉપર લ્યાનત હો ! ફીટકાર હો ! મારે કોઇને પરણવું નથી.

અરરરરર ! હાય !

મારે કોઈને પરણવું નથી. કોને પરણું ? વ્યસની અને દુરાચારીને ? કોને પરણું ? અદેખાના પીરને ? કોને

પરણું ? સ્વાર્થસાધુ ઠગારાને ? કોને પરણું ? મોજશોખના કીડાને ?... હાય, એ બનેજ કેમ ?....મારે નથી પરણવું, નથી પરણવું !........અહો ! ભાઈ, આ બધું શું થઇ ગયું ? મેં કેવી આશા રાખી હતી. હું કેટલી બધી કોડભરી હતી ! મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે આપણું કલાજગત આટલાં બધાં દુષણોથી ખીચોખીચ ભરેલું હશે ! મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે આપણા કલાના પૂજકો આટલી બધી પામરતાથી ભરેલા હશે.

શું કલાકાર એટલે વ્યસનોની સાક્ષાત પ્રતિમા ?

શું કલાકાર એટલે દુરાચાર ?

શું કલાકાર એટલે લોભ ને અદેખાઈ ?

શું કલાકાર એટલે કીર્તિભૂખ્યો ડાંસ ?

અધધધ ! કલાભક્તિ જો એવીજ હોય તો ભલે એ રસાતાળ જાય !....મારે એ કલા નથી જોઈતી ...મારે એવો કોઇ કલાકાર નથી જોઈતો ! મારે તો જોઈએ કલાનો પરમ ભક્ત; અનન્યાસક્ત અને અવિચળ ! જેનું જીવનધ્યેય કલાની સેવા એજ હોય ! જેને કલાસેવાનું ફલ પ્રાપ્ત કરવાની લેશ માત્ર પણ ઈચ્છા ન હોય એવો ! માત્ર કર્મણ્યેવાધિકારી ! ફળની આકાંક્ષા રહિત ! કલા કલાના નામને નિશદિન પુકારતો ! કલાદેવીનાં ચરણોમાં માથું મૂકી નિદ્રા લેતો ! કલાદેવીને ધરાવ્યા વગર અન્નનો દાણોયે આરોગે નહિ એવો, તપસ્વી ! કલાદેવીને

ખાતર પોતાના પ્રાણુનીયે આહુતિ આપતાં ડગે નહિ એવો! શ્રદ્ધાપૂર્ણ અને સતતસેવી! નિષ્કામ કલાપૂજા કરનારો....

હેં? હેં? ભાઈ, છે કોઇ એવો કલાકાર? હોય તો તે મને બતાવો! હું તેને જરૂર પરણીશ...હું તેનેજ પરણીશ.

(ધીરે ધીરે બેભાનપણામાંથી આંખો ઉઘાડે છે. સુરેંદ્ર તેને પંપાળે છે. લક્ષ્મી તેને પંખો નાંખે છે. પ્રતિભા બેઠી થઇ આ-ળાસ મરડે છે. આમતેમ જોઇને પોતાની વરમાળ પર નજર પડતાં બોલી ઉઠે છે.)

હાં હાં.......પણ મારી આ વરમાળ? એનું શું? હાય! એ માળા! કઇ અધન્ય પળે તું ગુંથાઈ? શું કોઈ ભાગ્યશાળીના કંઠમાં આરોપાવાનું તારૂં નસીબ નથી? હા! દૈવ?

(એવામાં તેની નજર દિવાનખાનામાં એક ખૂણે ગોઠવેલા બુદ્ધના પૂતળા પર પડે છે ને તે એકદમ વેગભરી વરમાળ લઇ ઉઠે છે: પૂતળાંની પાસે જઇ તેના ગળામાં વરમાળા આરોપી દે છે અને ગાંડી જેવી–બેભાન દશામાં હોય તેમ–બોલે છે, બબડે છે!)

હા! હા! તુંજ છે એક મારો માનીતો કલાકાર! અનન્યાસક્ત અને નિર્દ્વંદ્વ! એકનિષ્ટ અને અવિચલ! તુંજ મારો પતિ! હું તને ચાહું છું! હું તારી પત્ની છું! હું તારી દાસી છું! હું સર્વાંગ તારી છું! નિષ્કામ કલાકાર! તું જાગ અને મારા પ્રતિ જો!

(પૂતળાંનાં ચરણોમાં માથું મૂકે છે.)

હેં ? હેં ? તું નહિ જૂએ ? મારા પ્રત્યે પણ નહિ જૂએ ? હું પ્રતિભા–હું કીર્તિ–હું તને બોલાવું છું. બોલ, બોલ, જગતના સાચા કલાકાર, તું મારી સાથે તો બોલ ! હું પ્રતિભા-પ્રતિભા આ....આ આ આ.

(ગુસ્સો શમી જતાં પ્રતિભા પૂતળા આગળ બેસી પડે છે અને જમીન પર પડતી તેને દાસી પોતાના ખોળામાં ઝીલી લે છે. ચારે કલાકારો બાઘા જેવા જોઈ રહે છે.)

સુરેન્દ્ર

(ક્રોધથી) સર્વે કલાકારોને અહીંથી ચાલ્યા જવાની રજા છે.

( પડદો પડે છે. )



